'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય' ગ્રંથાવલિ

ક્રમાંક ૨

# ગાંધી-શિક્ષણ

( મહાત્માજીના જ શબ્દોમાં )

## ભાગ ૨

# ધર્મ

પ્રકાશક

નગીનદાસ અમુલખરાય

હિંદના ઉદ્ધારક



મોહનદાસ કરમચંદ ગાંધી

Lakshmi Art Bombay 8.

## આ પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

૧. વ્યવસ્થાપક—'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ પુસ્તક ભંડાર', નં. ૩૦, હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ, સર્કલ, કોટ, મુંબઈ.

૨. વ્યવસ્થાપક—'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય', લાલજી પુનશી ચાલ, ઘાટકોપર, જી. આઇ. પી. રેલ્વે; (મુંબઈ.)

૩. કોઇ પણ ગામ અથવા શહેરના જાણીતા પુસ્તક વેચનારને ત્યાંથી.

૪. મહાસભા (કોંગ્રેસ) ની કોઇ પણ જાણીતી ગ્રામ્ય, તાલુકા કે જીલ્લા સમિતિમાંથી.

૫. રાષ્ટ્રીય સાહિત્ય કે ખાદીનો પ્રચાર કરતી કોઈ પણ સંસ્થામાંથી.

૬. રાષ્ટ્રીય શાળા, અથવા મહાશાળાના શિક્ષકો પાસેથી.

નગીનદાસ રાષ્ટ્ર–શિક્ષણ કાર્યાલય ગ્રંથાવલિ

ક્રમાંક ૨

# ગાંધી=શિક્ષણ

( મહાત્માજીના જ શબ્દોમાં )

## ભાગ ૨

---

# ધર્મ

---

પ્રકાશક

નગીનદાસ અમુલખરાય

૩૦. હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ,

સર્કલ, કોટ, મુંબઈ.

૧૯૨૩

કિંમત બાર આના

ધર્મ વસ્તુતઃ બુદ્ધિગ્રાહ્ય નથી, પરંતુ હૃદયગ્રાહ્ય છે. આપણાથી જૂદી એવી એ વસ્તુ નથી. પરંતુ એ એવી વસ્તુ છે કે જેને આપણે આપણા પોતાનામાંથી જ ખીલવવાની છે. તે સદા આપણા અંતરમાં જ છે.

× × ×

જે પુરુષ સાધુ જીવન ગાળે છે, જેની વૃત્તિઓ સાદી છે, જે સત્યની મૂર્તિ છે, જે નમ્રતામય છે, જે સત્યનું સ્વરૂપ છે, જેણે પોતાપણાનેઃ આત્યંતિક ત્યાગ કર્યો છે, તે પુરુષ પોતે જાણે અથવા ન જાણે તોપણ ધર્માત્મા છે.

× × ×

તમે જે જે વ્રતો લીધાં હોય તેમાં દૃઢ રહેજો, તેને ઝાડની માફક વળગજો: એટલે બધી જીતોની એક જ કુંચી છે એવો આપણો ધર્મ છે. આ પ્રૌઢ ધર્મની સરળતા તેમ જ વિષમતાનો પાર જ નથી.

× × ×

આપણા બાપદાદા કહી ગયા છે, ઉપનિષદોમાં-વેદોમાં કહેલું છે કે પવિત્ર ભૂમિને અપવિત્ર થવા ન દો. બીજાઓ તમારી ભૂમિમાં પેસે તે અતિથિ થઈને જ પેસી શકે. જેણે સ્વતંત્રતા ખોઈ તેણે સર્વસ્વ ખોયું, ધર્મ ખોયો.

× × ×

અસ્પૃશ્યતા એ હિંદુધર્મનું અંગ હોય તો તેટલો હિંદુધર્મમાં સેતાનિયત છે એમ હું કહીશ. પણ મારી દૃઢ માન્યતા છે કે હિંદુધર્મમાં તેવું કંઈ જ નથી. અમુક જાતિનાં માણસોને સ્પર્શ ન કરવામાં ધર્મ નથી, અધર્મ છે. અસ્પૃશ્યતાને ધર્મ ગણી આપણે અનેક પાપો કર્યાં છે; તેનું પ્રાયશ્ચિત આપણે કરવું જ રહ્યું છે.

× × ×

ગોરક્ષા મને અતિપ્રિય છે. હિંદુધર્મનું મોટામાં મોટું બાહ્ય સ્વરૂપ શું એમ જો મને કોઈ પૂછે, તો હું ગોરક્ષા સૂચવું. એ ધર્મને આપણે ભૂલ્યા છીએ એમ મને વર્ષો થયાં દેખાયું છે.

પ્રિન્ટરઃ એમ. એન. કુળકર્ણી, કર્નાટક પ્રેસ, ઠાકુરદ્વાર, મુંબઈ.

મારાં સ્વ. ફઇબાશ્રી
જીવકોર બાઇને
ચરણે

# નિવેદન.



બત્રિશ કરોડ 'દેવ' અથવા તેજસ્વી મનુષ્યોથી વસાયેલો ભારત, ગમે તેટલો મહાન્ હોવા છતાં, કાંઈ કાળચક્રની મર્યાદા બહાર ન હોઇ શકે. નિરંતર ગોળાકારે ફરતા કાળચક્રના ઉપલા ભાગમાં જ્યારે હિન્દુસ્થાન હતું– અર્થાત્ આકાશ તરફ તેની ગતિ હતી–એટલે કે 'દેવતાઇ ભાવનાઓ' તરફ હિન્દીઓ નિરંતર ગતિશીલ હતા, તે વખતે ખરેખર તેઓ 'દેવ' હતા; પરંતુ જ્યારે કાળચક્રના નીચલા ભાગમાં તેઓ ગતિ કરવા લાગ્યા અર્થાત્ પૃથ્વી તરફ–જડતા તરફ–એમની ગતિ થતી ગઇ ત્યારે સ્વભાવતઃ એમની દિવ્યતા દૂર થઇ, ચેતનશક્તિ મૂઇ ગઇ અને દેવ પણ કીટવત્ બની ગયો.

પૃથ્વી તત્ત્વ તરફ ખેંચાવું, જડવાદ તરફ આકર્ષણ થવું, અધર્મમાં જઇ પડવું એ બધું એક જ છે. એ સ્થિતિમાં મનુષ્યનો આત્મા સૂતેલો હોય છે તેથી ભીરુતા એ તેનું મુખ્ય લક્ષણ બને છે. ભીરુતાને લીધે એની બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતા અદૃશ્ય થાય છે અને બુદ્ધિની એ સ્થિતિને લીધે ઇંદ્રિયો આપખુદ બની દેહરાજ્યમાં અંધાધુંધી ઉત્પન્ન કરી શરીરને નિર્માલ્ય બનાવી દે છે.

હિન્દુસ્થાનની એ દશા ચાલી રહી હતી–ચાલી રહી છે. વ્યક્તિઓના દેહરાજ્યમાં અંધાધુંધી ચાલવાને પરિણામે સમાજવ્યવસ્થા તેમ જ રાજ્યવ્યવસ્થા અસ્તવ્યસ્ત થાય એમાં આશ્ચર્ય શું? રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓની અંધાધુંધીનું સ્વાભાવિક પરિણામ છે.

બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતાના ગુણો અદૃશ્ય થયેલા હોવાને લીધે આજસુધી હિન્દીઓ હિન્દી રાજકીય પરતંત્રતાને કોઇ બહારથી આવી પડેલી ચીજ માનતા હતા અને એ અજાણી–નહિ સમજાતી–કાલ્પનિક ચીજ સાથે માથાં અફાળતા હતા.

તેઓ ઘડીમાં એ પરતંત્રતાના ભૂતને એમનો પીછો છોડવા આજીજી કરતા, ઘડીમાં ગુસ્સે થઈ તેના ઉપર માથું અફાળતા કે મુક્કા મારતા. 'આજીજી' તેમ જ 'ગુસ્સો' એ બંને અશક્તિનાં સંતાન છે એ એમને નિર્મળ, વિકસિત તીવ્ર બુદ્ધિના અભાવે સૂઝયું નહિ. પરિણામે આજીજી અને ગુસ્સા દ્વારા તેઓ પોતાને વધારે ને વધારે અશક્ત બનાવતા ગયા.

અંધકારમાં થઇને જ પ્રકાશમાં અવાય છે. નિષ્ફળતા જ સફળતાની સીમાએ પહોંચાડે છે.

હિંદી પરતંત્રતા જ્યારે હિંદીઓને અસહ્ય થઇ પડી અને એને હઠાવવાના ઇલાજ ( આજીજી તેમ જ ગુસ્સો ) તદ્દન નિષ્ફળ નિવડ્યાં, ત્યારે એક વ્યક્તિએ એ ઇલાજોથી હાથ ધોયા. એણે તપ આદર્યું. તપથી બુદ્ધિને નિર્મળ કર્યા બાદ એ બુદ્ધિ વડે મનન કર્યું. એવા મનનને પરિણામે એણે 'જોયું' કે રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓનો અંધાધુંધીવાળી સ્થિતિનો 'પડછાયો' હતો. એને સમજાયું કે 'પદાર્થ' ખસે નહિ ત્યાંસુધી 'પડછાયો' હરગીઝ ખસી શકે નહિ. એણે શોધ્યું કે જડતા રૂપ 'પદાર્થ' ખસેડીને જ હિંદીઓમાં આત્મા–ચૈતન્ય–શક્તિ–ખુમારી જાગ્રત કરવાથી સામાજિક અંધાધુંધી તેમ જ રાજકીય પરતંત્રતા રૂપ પડછાયા આપોઆપ અદૃશ્ય થશે.

પરંતુ આત્માને જગાડવાને આત્મા જ જોઇએ. બુદ્ધિ કાંઇ આત્માને જગાડવાની યોગ્યતા ધરાવતી નથી. જાગેલો આત્મા જ સૂતેલા આત્માને જગાડી શકે. બધો આધાર એક 'જાગેલા આત્મા' પર જ હતો.

એક દીવામાંથી હજારો બત્તી પ્રકટાવી શકાય છે. એક આત્મા કરોડો આત્માને પ્રદીપ્ત કરી શકે. તે તપસ્વીએ પોતાની શુદ્ધબુદ્ધિને હજુ આગળ ને આગળ દોડાવી, અને તે બુદ્ધિએ જોયું કે જે 'એક'ને ઢૂંઢવો છે તે કાંઇ બહાર ઢૂંઢી શકાશે નહિ; પોતાનામાં જ તેને ઢૂંઢવો, પોતાનું જ શુદ્ધ સ્વરૂપ પ્રકટાવવું, પોતાનામાં સુષુપ્તિ હાલતમાં રહેલી અસાધારણ શક્તિને પ્રકટ કરવી.

એ છૂપી શોધ બુદ્ધિને પ્રાપ્ત થતાં જ તે તપસ્વીએ સંપૂર્ણ મૌન સાથે આત્મવિકાસનું તપ આદર્યું. ધ્યેય નક્કી કરી, એના ઉપર દૃષ્ટિ સ્થિર કરી, એ 'ભાવના'માં જ પોતાના 'ભાન'ને ઓતપ્રોત કરી એણે યોગ સાધ્યો.

અને યોગને કયી ચીજ અસાધ્ય છે ?

તેણે પોતાનામાં દિવ્ય શક્તિ પ્રકટાવી, અને પછી એ વડે હિંદી આત્માઓને પ્રદીપ્ત કરવાનો મહાયજ્ઞ આરંભ્યો.

એ યોગીને આજે આખી દુનિયા 'મહાત્મા ગાંધી'ને નામે પીછાને છે.

ધર્મગ્લાનિના સમયમાં પરમ પુરુષો ઉત્પન્ન કરવાની અવિચલ કીર્તિ ભારતભૂમિએ સંપાદન કરેલી છે. ભારતભૂમિના આ ધર્મગ્લાનિના સમયે ભારતે મહાત્માજીને ઉત્પન્ન કરીને પોતાની પ્રાચીન કીર્તિ કાયમ કરી છે.

એમનામાં નિર્મળ બુદ્ધિ હોવાને લીધે કોઇ પણ ઘટનાનું આંતરસ્વરૂપ તેઓ સહેલાઇથી અને સ્વભાવતઃ જોઇ શકે છે. એમની ચિકિત્સા સ્વાભાવિક, તીવ્ર અને તલસ્પર્શી હોઇ ઘટનાનું મૂળતત્ત્વ તેઓને દેખાઇ જાય છે, અને મૂળતત્ત્વ પર જ એમની શક્તિ કામ કરવા લાગી પડે છે.

એમણે વ્યક્તિ તેમ જ સમાજ બંને તરફ ધ્યાન આપ્યું છે. વ્યક્તિના આત્માને જગાડવા, તેની બુદ્ધિને નિર્મળ કરવા, તેનાં શરીરને નીરોગી અને વિકસિત બનાવવા એમણે ઇલાજો શોધ્યા છે અને બતાવ્યા છે; અને સમાજને સંઘટિત કરવા સંઘબળ પ્રકટાવવા, સંઘબળને આડું અવળું ન વિખેરી નાખતાં શુદ્ધ બુદ્ધિથી નક્કી કરેલા એક ધ્યેય તરફ જ વહેવડાવવા એમણે યોજનાઓ યોજી છે.

એમણે વ્યક્તિમાં ચૈતન્ય પ્રકટાવ્યું છે, અને વ્યક્તિને ખેલવાનું યુદ્ધક્ષેત્ર પણ તૈયાર કરી આપ્યું છે, તેમ જ યુદ્ધશાસ્ત્ર પણ તે સાથે જ રચી આપ્યું છે, અર્થાત્ વ્યક્તિગત જીવન અને સામાજિક જીવનના કાનુન પણ ઘડી આપ્યા છે.

એમણે મનુષ્યના સર્વ વ્યવહારના ભોમિયા તરીકે, ધર્મગુરુ તરીકે, રાજદ્વારી નેતા તરીકે, સમાજસુધારક અને સમાજવ્યવસ્થાપક તરીકે, શિક્ષણસુધારક અને શિક્ષણપ્રચારક તરીકે, વૈદ્ય અને તાલીમશાસ્ત્રી તરીકે, વ્યાપાર અને હુનરના દિશાસૂચક તરીકે, સાહિત્યશાસ્ત્રી તરીકે, રાજા તરીકે તેમ જ પ્રજા તરીકે, શિક્ષક તરીકે તેમ જ વિદ્યાર્થી તરીકે, ઉન્નતમાં ઉન્નત તેમ જ નમ્રમાં નમ્ર મનુષ્ય તરીકે, જીવન જીવી બતાવ્યું છે અને જીવનશાસ્ત્ર પણ રચી આપ્યું છે.

વળી સત્યાગ્રહનું અજીત શસ્ત્ર ભારતપુત્રોને આપી, તેઓમાં પોતાની ગૂમાવેલી સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા પણ જાગ્રત કરી આપી છે.

એવે સમયે અવળી બુદ્ધિને સવળી કરી ભૂલ્યાને ખરે માર્ગે દોરી જનાર એ મહાન્ પુરુષે પોતે પ્રતિપાદન કરેલા-દાખલા દલીલ સાથેના-સર્વવ્યાપક સિદ્ધાંતો તેમની પોતાની જ વાણીમાં, પ્રસંગ તથા પુનરુક્તિનો દોષ ન આવે એ ધ્યાનમાં રાખી, યોગ્યક્રમમાં વિષયવાર શાસ્ત્રીય ઢબે સપ્રમાણ ગોઠવી સર્વોપયોગી શ્રેષ્ઠ વાંચન સમાજને પૂરું પાડવાનો આ અમારો નમ્ર પ્રયાસ છે. 'ગાંધી=શિક્ષણ' નામ આપી આ સઘળા વાંચનનો તેર ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

પશુબળ અને બુદ્ધિબળ પર વિજય મેળવી શકે એવું એકનું એક બળ જે આત્મબળ છે તેને પ્રકટાવનાર 'સત્યાગ્રહ' હોઈ સૌથી પહેલો એ વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મોને માન્ય, સર્વ ધર્મોના મધ્યબિંદુ અને આત્મા સમાન, તથા મહાત્માજીના જીવન અને ઉપદેશોના બીજ સમાન 'સત્યાગ્રહ'ને છોડી બીજા કયા વિષયને પહેલો મૂકી શકાય?

બીજા ભાગમાં 'ધર્મ' વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મો અને વ્યવહારોનું અવલોકન પોતાની શુદ્ધબુદ્ધિથી કરવાને પરિણામે મહાત્માજીએ જે કાંઇ આ વિષયમાં કહ્યું છે તે સર્વ ધર્મવાળાઓને માન્ય થાય એવું અને વિકાસક્રમ સૂઝાડે એવું છે.

મન-વચન-કાયાનું આરોગ્ય કેમ સચવાય એ બતાવનાર 'આરોગ્ય'ને લગતો ઉપદેશ ત્રીજા ભાગમાં છે. 'કેળવણી' કેવી છે અને કેવી હોવી જોઇએ તેને લગતા તેમના દિશાદર્શક વિચારો ચોથા ભાગમાં, અને પાંચમા ભાગમાં 'સ્ત્રીસ્વાતંત્ર્ય'નું શુદ્ધ સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે.

દોલતની ઉત્પત્તિ તથા ઉપયોગ વિષેના જ્ઞાનને છઠ્ઠા ભાગમાં અને આર્થિક મુક્તિનો માર્ગ દેખાડનાર 'સ્વદેશી'ને સાતમા ભાગમાં સ્થાન અપાયું છે. રાષ્ટ્રીય એકતાની ભાવનાને પોષનાર તથા પ્રજાની ખામીઓ ખુલ્લી કરી ઉંચા ગુણો અને ભવ્ય આદર્શો શીખવનાર 'પ્રજાબંધારણ' વિષયક તેમના લેખો આઠમા ભાગમાં સમાવ્યા છે. કૌટુંબિક ક્ષેત્રમાંથી

રાજકીય ક્ષેત્રમાં લઇ જઇ આપણું જીવન વિસ્તૃત કરાવનાર 'રાજ્યનીતિ' વિષયક લેખો નવમા ભાગમાં દાખલ કર્યા છે.

રાજકીય બાબતોમાં એટલો પ્રવેશ કરાવ્યા પછી–લોકહૃદયની એટલી તૈયારી કર્યા પછી–સ્વમાનનું ભાન કરાવી પોતાનામાંથી બૂરાઇ તજી અન્યની બૂરાઇનો અસંગ ઉપદેશનાર 'અસહકાર'નું ધાર્મિક અને રાજકીય યુદ્ધ લડવાની તાલીમ આપનારા એમના કથનોનો દશમા, અગિયારમા અને બારમા મળી ત્રણ ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે. વિસ્તૃત ભાનથી અનુભવાયલા એમના અંગત પ્રસંગો પ્રકીર્ણ સૂત્રો તથા વિચારોનો તેરમા ભાગમાં સમાવેશ કરી તે ભાગને 'અંગત વિચાર' નામ આપ્યું છે.

મનુષ્યને અને સમાજને નીરોગી, સમર્થ અને સુવ્યવસ્થિત કરવા માટે ઉપયોગી થઇ પડે એવું તેમનું તમામ શિક્ષણ આમાં સમાવેશ પામે છે એમ અમે માનીએ છીએ.

આ ગ્રંથાવલિનો લાભ લેવા નાના–મોટા દરેકને, ગ્રામ્ય તેમ જ શહેરી જીવન જીવનારને, સ્ત્રી તેમ જ પુરુષને, વિદ્યાર્થી તેમ જ શિક્ષકને, વ્યાપારીને, સેવકને, તેમ જ રાજદ્વારી પુરુષોને, ભક્તો તેમ જ ધર્મગુરુઓને આગ્રહપૂર્વક અરજ કરવામાં આવે છે. એમાં સર્વની મુક્તિની સામાન્ય ચાવી છૂપાયેલી જોવામાં આવશે.

જૂદા જૂદા ધર્મપંથોની ધાર્મિક શાળાઓમાં વિદ્યાર્થીઓને આ ગ્રંથાવલિના વિચારો વાંચી–વંચાવી–સમજાવી ઠસાવવાથી ધર્મની અચ્છી ભૂમિકા તૈયાર થયેલી જણાશે, અને તે ભૂમિકામાં કોઇ પણ ધર્મનાં ખાસ તત્ત્વો ઉગાડવાનું સહેલાઇથી અને આબાદ રીતે બની શકશે.

તમામ ધર્મોના આચાર્યોએ, સાધુ–સંન્યાસી–બાવા–ફકીર–મુલ્લાં–મોલવી–પાદરીઓએ તેમ જ મંદિર–દેવળ–દેરાસર–મસ્જિદ–ઉપાશ્રય–અગિયારી–ધર્મશાળા તથા મુસાફરખાના ઉપર કાબુ ધરાવનારાઓએ આ તેર પુસ્તકો પોતાને ત્યાં આવનાર જનાર સર્વેને વાંચવા માટે ખુલ્લાં રાખી તે મારફત દેશની તથા ધર્મની વર્તમાન સ્થિતિનો સંપૂર્ણ અભ્યાસ કરી–કરાવી પોતાના ઉપદેશનો પ્રવાહ સમયાનુસાર બદલી–બદલાવી પ્રજામાં ધર્મભાવના જાગ્રત કરવા માટે સતત પ્રયત્ન કરવા વિનંતિ છે.

વળી તેને સાધન તરીકે કામે લગાડી દરેક ધર્મમાં, રાજકીય પ્રવૃત્તિમાં, દુનિયાદારીના વ્યવહાર વિગેરેમાં પેસી ગયેલા સડા દૂર કરી દરેક વાંચક–વિચારક પોતે પોતાના ધર્મનો ઉદ્ધાર સરસ રીતે સહેલાઇથી અને સંગીનપણે કરી શકશે.

ધાર્મિક પુસ્તકો અસલ ઢબથી અમુક પ્રસંગે વંચાય છે તેવી જ રીતે વાંચતાં ન આવડતું હોય તેવા માણસોની આગળ મહોલ્લે મહોલ્લે, દરેક ગામે અને દરેક ધર્મસ્થાને આ પુસ્તકો વંચાશે તથા તે ઉપર કવિવર્ગ રસમય કાવ્યો, ગરબીઓ, ભજનો તથા સંગીતો સુધરેલી તેમ જ ગ્રામ્ય ભાષામાં રચી આ શિક્ષણનો ફેલાવો કરશે તો હિંદનું અનહદ શ્રેય થશે.

હિંદુસ્થાન જેવા જૂદા જૂદા ઘણા ધર્મમતવાળા વિશાળ દેશમાં ધાર્મિક કેળવણી કોઇ પણ એક ધર્મમાં આપી શકાય નહિ ત્યાં આ ગ્રંથાવલિ દરેક શાળામાં પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગી થઇ પડશે.

આ ગ્રંથાવલિના બાલ–અભ્યાસીઓની પરીક્ષા લઇ વખતોવખત હરિફાઇમાં શ્રેષ્ઠ ઉતરનાર શાળા અગર તેના વિદ્યાર્થીઓને ઉત્તેજન તરીકે મદદ, છાત્રવૃત્તિ અગર ઇનામ આપવાની જૂદે જૂદે ઠેકાણે વ્યવસ્થા થશે, અગર શુભ પ્રસંગોએ આ પુસ્તકો ઇનામ તરીકે વહેંચાશે તો પૈસાનો બેશક ઘણો જ સદુપયોગ થયો ગણાશે. અમારી મારફત આ પુસ્તકોની નકલો વહેંચાવી પૈસાનો સદુપયોગ કરવાની કોઇને ઇચ્છા હશે તો તેમને તેમની ઇચ્છા અમલમાં મૂકી આપવા બનતો પ્રયત્ન કરીશું.

અનેક સ્થળેથી એકત્રિત કરેલા ગાંધીજીના બધા પ્રાપ્ય વિચારોની ગોઠવણીમાં અમુક અમુક સ્થળે બે અથવા વધારે ફકરાઓની વિચારશ્રેણીમાં રસ અને એકતા જળવાય તે માટે અનુસંધાન તરીકે થોડા શબ્દો ન છૂટકે જ ઉમેર્યા છે, અને તે આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલા છે.

પ્રખ્યાત નામોની ઓળખ ફૂટનોટમાં આપેલી છે. આ ઉપરાંત આપવાયોગ્ય જણાયેલી કેટલીક નિર્વિવાદિત હકીકત તે તે ભાગના પરિશિષ્ટ તરીકે આપેલી છે; અને દરેક ભાગના દરેક લેખના પેરેગ્રાફના આધારની નોંધ તે તે ભાગને છેડે આપવામાં આવી છે.

મહાત્માજીએ જાહેર કરેલો કોઇ પણ વિચાર અથવા સિદ્ધાંત આ પુસ્તકોમાં રહી જતો નથી એમ અમે માનીએ છીએ; છતાં આ

પુસ્તકોમાં નહિ આવેલા એવા કોઇ પણ આધારભૂત વિચાર અગર સિદ્ધાંત તરફ અમારું ધ્યાન ખેંચવામાં આવશે, અગર બીજી કોઇ રીતે આ પુસ્તકો વધારે ઉપયોગી બનાવી શકાય તેવી સૂચનાઓ મળશે તો અમે તે માટે આભાર માની બીજી આવૃત્તિ વખતે મળેલી સૂચનાઓનો ઉપયોગ કરીશું.

મહાત્માજી તેમ જ તેમના સિદ્ધાંતો જાહેર મિલ્કત હોઇ આ પુસ્તકોનો 'કોપીરાઇટ' અમે રાખ્યો નથી, એટલે કોઇ પણ માણસ કોઈ પણ ભાષામાં કોઇ પણ ઠેકાણે અસલ અગર ભાષાંતર કરી છાપી–છપાવી વેચી શકે છે.

આ પુસ્તકોનાં ગુજરાતીમાંથી જૂદી જૂદી ભાષાઓમાં ઉત્તમ ભાષાંતર કરી શકે એવા ચારિત્ર્યવાન્ સત્યાગ્રહીઓને તે કામ તાકીદે ઉપાડી લેવા વિનંતિ છે.

મહાત્માજીના સિદ્ધાંતોના ટેકા રૂપ અગર તે સિદ્ધાંતોને આગળ વધારે તેવા પોતપોતાના ધર્મના ઉત્તમ દૃષ્ટાંતો અગર સિદ્ધાંતો પૂરા પાડી શકે તેવા સ્વાર્થત્યાગીઓને તેવું કામ તાકીદે ઉપાડી લેવાની પણ અમારી તેટલી જ નમ્ર અરજ છે.

ખરા ઉત્સાહથી અને સ્વાર્થત્યાગથી આ દિશામાં કોઇ પણ કામ કરવાનું માથે લેનારને અમારાથી બની શકતી દરેક મદદ કરીશું.

જે જે પ્રકાશકોના પુસ્તકોમાંથી મહાત્માજીની વાણીનો સંગ્રહ કરવામાં આવ્યો છે તે બધાનો તથા આ કાર્યમાં મદદ કરનાર અમારા કાર્યાલયના નિસ્પૃહી ભાઇઓનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.



# મહાત્માજીના જીવનની રૂપરેખા.



તા. ૨ ઓકટોબર ૧૮૬૯ ના રોજ પોરબંદરમાં જન્મ; પિતાનું નામ કરમચંદ ગાંધી, જે પ્રથમ પોરબંદર અને પછી રાજકોટના દિવાન હતા; કેળવણી: કાઠિયાવાડ હાઇસ્કુલ, લંડન યુનિવર્સિટી અને ઇનર ટેમ્પલ; ૧૮૮૧ માં શ્રીમતી કસ્તુરબાઇ સાથે લગ્ન; ૧૮૯૧ માં મુંબઇ હાઇકોર્ટના એડવોકેટ; ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકાની મુલાકાતે; ગોરાઓનો વિરોધ છતાં સુપ્રિમ કોર્ટના એડવોકેટ તરીકે દાખલ થયા; ૧૮૯૪ માં 'નાતાલ હિંદી મહાસભા'ની સ્થાપના કરી; ૧૮૯૫ માં આફ્રિકાના હિંદીઓના હક્કના રક્ષણ માટે હિંદમાં ચળવળ ચલાવી; દક્ષિણ આફ્રિકાના વિરોધીઓને હાથે રચાયેલા કારસ્થાન પ્રમાણે દક્ષિણ આફ્રિકા પાછા જતાં કિનારા પર ઉતરતાં જ તેમનું ખૂન થતું ત્યાંના પોલિસ સુપરિન્ટેન્ડન્ટની પત્નીએ અટકાવ્યું; ૧૮૯૯ માં બોઅર લડાઇમાં ઘવાયેલા યોદ્ધાઓની સારવાર કરનારી એક ટુકડીની સરદારી લીધી; ૧૯૦૧ માં તબિયત સુધારવા હિંદમાં પાછા ફર્યા; કલકત્તામાં ભરાયેલી ૧૭ મી મહાસભામાં ભાગ લીધો; દક્ષિણ આફ્રિકાના હિંદીઓના મુકદ્દમા ઉપર વિચાર ચલાવવા માટે નિમાયેલા મી. ચેમ્બરલેન આગળ તે રજુ કરવા નાતાલ પાછું જવું પડ્યું; ટ્રાન્સવાલની સુપ્રિમ કોર્ટના એટર્ની તરીકે નામ નોંધાવ્યું; ટ્રાન્સવાલના બ્રિટિશ ઇન્ડિયન એસોશીએશનની સ્થાપના કરી તેમ જ તેના મંત્રી તથા કાયદાના સલાહકાર થયા; 'ઇન્ડિયન ઓપિનિયન' નામનું પત્ર ૧૯૦૩ માં શરૂ કર્યું; ૧૯૦૪ માં દક્ષિણ આફ્રિકાના મજુરો અને માલેકો વચ્ચે ચાલેલી તકરારના પરિણામે થયેલા અનુભવ ઉપરથી અને રસ્કિનની તેમના ઉપર થયેલી અસરથી 'ફિનિક્ષ-નિવાસ'ની સ્થાપના ૧૯૦૪ માં કરી; તે જ સાલમાં જોહાનીસબર્ગમાં મરકી અટકાવવાનું કામ કર્યું; ૧૯૦૬ માં ઝુલુ બળવા વખતે મુડદાં ઉંચકનારાઓની સરદારી લીધી; 'એશિયાટિક લૉ' નામના કાયદા સામે

ચળવળ શરૂ કરી; સત્યાગ્રહની લડત આરંભી; પકડાયા અને કેદ આવી; 'ગાંધી-સ્મટસ' નામક સમાધાન થયું; આ સમાધાનથી હિંદના લાભો જોખમાયા છે એમ માનનાર એક હિંદી પઠાણે તેમના ઉપર પ્રાણઘાતક હૂમલો કર્યો; જનરલ સ્મટસે સમાધાનની શરતો કબૂલ કર્યા પછી તે ફરી જવાથી લડત ફરીથી ઉપાડી; પકડાયા અને જેલ મળી; ૧૯૦૮ માં 'હિંદ સ્વરાજ્ય' લખ્યું; ૧૯૦૯ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૧ માં તકરારનો તોડ આવ્યો; સ્વ. ગોખલેએ દક્ષિણ આફ્રિકાની મુલાકાત લીધી; ત્રણ પાઉંડનો કર નાબૂદ કરવાના અપાયેલા વચનનો ભંગ ૧૯૧૩ માં થવાથી ફરી સત્યાગ્રહ શરૂ કર્યો; ફત્તેહ થઇ; ૧૯૧૪ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૫ માં હિંદ પાછા ફર્યા; તે જ વર્ષના મે માસમાં 'સત્યાગ્રહ-આશ્રમ'ની સ્થાપના કરી; ૧૯૧૭ માં ચંપારણ્યની કુમકે ગયા; ૧૯૧૮ ના માર્ચમાં ખેડા જીલ્લાના સત્યાગ્રહનું મંડાણ તેમની આગેવાની નીચે થયું; અને જૂનમાં સફળ થયા; તે જ સાલમાં દિલ્હીની યુદ્ધપરિષદમાં ભાગ લીધો; અને ખેડામાં લશ્કર ભરતીનું કામ કર્યું; ૧૯૧૯ માં 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'નું તંત્રીપદ સ્વીકાર્યું; 'રૉલેટ' કાયદા સામે ૧૯૧૯ ના એપ્રિલની છઠ્ઠી તારીખે સત્યાગ્રહનો આરંભ કર્યો; તેથી આખા દેશમાં જાગૃતિ આવી ગઇ; દિલ્હી જતાં તેમને સરકારે અટકાવ્યા; સરકારે તેમને ગિરફતાર કર્યા એમ સમજવાથી લોકોએ પંજાબ, અમદાવાદ વિગેરે સ્થળોએ ભારે રમખાણ મચાવ્યાં; દિલ્હી જતાં રસ્તામાંથી તેમને મુંબઈ પાછા લાવવામાં આવ્યા; ૧૯૧૯ ના નવેમ્બરમાં દિલ્હી ખિલાફત પરિષદને ખિલાફતની ચળવળ ઉપાડી લેવાની સલાહ આપી; અમૃતસર મહાસભામાં 'સુધારા' ના અમલ માટે સહકારનો ઉપદેશ કર્યો; પરંતુ પંજાબ-ખિલાફતના બનાવોથી સરકારની સર્વ આશા વ્યર્થ જતાં ૧૯૨૦ માં ખિલાફતની અને મહાસભાની ખાસ બેઠકમાં અસહકારનો ઠરાવ પાસ કરાવ્યો; તે જ સાલના નવેમ્બરમાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી; નાગપુરની મહાસભાની બેઠકમાં મહાસભાનું ધ્યેય નક્કી કરાવ્યું; ૧૯૨૧ ના એપ્રિલમાં બેઝવાડાનો કાર્યક્રમ નક્કી કર્યો; તે જ સાલની ત્રિશમી જૂન પહેલાં 'તિલક સ્વરાજ્ય ફંડ'માં કરોડ રૂપિયા એકઠા કરાવવામાં સાધનભૂત બન્યા. મુંબઇમાં થયેલાં તોફાનની શાંતિ કરાવી; અમદાવાદ મહાસભાની બેઠક વખતે ડીક્ટેટર નિમાયા; ૧૯૨૨ માં બારડોલી તાલુકામાં

સવિનય ભંગની કરેલી તૈયારી ચૌરીચૌરાના અત્યાચારોને લીધે પડતી મૂકી; રાજદ્રોહી ત્રણ લેખો માટે આઝાદ થયા; ૭ વર્ષની સાદી જેલ મળી; શાંતિ અને સ્વદેશીનો સંદેશો આપી ચડેલી રજા ભોગવવા યરોડા જેલ સીધાવ્યા; તે વીર મોહનદાસ કરમચંદ ગાંધીની વાણીનું હે વાંચક ! હવે તું અમૃતપાન કર.



## ઉપયોગમાં લીધેલાં પુસ્તકો.



'નવજીવન.' પ્રકાશક: નવજીવન કાર્યાલય, અમદાવાદ.

'હિન્દ સ્વરાજ્ય' } પ્રકાશક: રાષ્ટ્રીય સાહિત્યમંડળ અમદાવાદ.
'સર્વોદય.' } પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૭.

'યંગ ઇન્ડિયા.' એસ. ગણેશન, ટ્રીપ્લીકેન, મદ્રાસ. ઇ. સ. ૧૯૨૩.

'મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ.' ભાષાંતરકર્તા તથા પ્રકાશક: મથુરાદાસ ત્રિકમજી, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. સં. ૧૯૭૫.

'સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઑફ મહાત્મા ગાંધી.' પ્રકાશક: જી. એ. નટેસન, મદ્રાસ. તૃતીય આવૃત્તિ. ઇ. સ. ૧૯૨૨.

'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન.' પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઇ. તૃતીય આવૃત્તિ. સં. ૧૯૭૭.

'મારો જેલનો અનુભવ.' પ્રકાશક: ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત, દ્વિતીય આવૃત્તિ.

'ઇન્ડિયન હોમરૂલ.' પ્રકાશક: ગણેશની કું. મદ્રાસ. પંચમ આવૃત્તિ. ઈ. સ. ૧૯૨૨.

'પત્રો.' પ્રકાશક: સેવક કાર્યાલય, અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૮.



# અનુક્રમણિકા.



# ગાંધી=શિક્ષણ.



# ધર્મ.



## ૧. ધર્મનું સ્વરૂપ.



૧. ધર્મ એટલે શું ? એ પ્રશ્ન ઘણી વાર પૂછવામાં આવે છે. હું તો એ જવાબ આપીશ કે દુનિયાના બધા ધર્મગ્રંથો વાંચવા છતાં ખરો ધર્મ મળી શકતો નથી.

૨. ધર્મ વસ્તુતઃ બુદ્ધિગ્રાહ્ય નથી, પરંતુ હૃદયગ્રાહ્ય છે. આપણાથી જૂદી એવી એ વસ્તુ નથી, પરંતુ એ એવી વસ્તુ છે કે જેને આપણે આપણા પોતામાંથી જ ખીલવવાની છે. તે સદા આપણા અંતરમાં જ છે. કેટલાકોને તેનું ભાન છે, બીજા કેટલાકોને તેનું જરા પણ ભાન નથી, પરંતુ તે તત્ત્વ તેઓમાં પણ છે. આપણામાં રહેલી આ ધાર્મિક વૃત્તિ બાહ્ય સાધનથી કે આંતરિક સાધનથી આપણે જગાડીએ, પછી રીત ગમે તે હોય; જો આપણે કંઈ પણ રીત સર કરવા અને ચિરકાળ ટકે તેવું કરવા માગતા હોઇશું, તો તે વૃત્તિને જગાડવી જ પડશે. ધર્મ એક વ્યક્તિગત સંગ્રહ છે. તેને માણસ પોતે જ રાખી શકે છે અને પોતે જ ખૂએ છે. સમુદાયમાં જ બચાવી શકાય તે ધર્મ નથી, મત છે.

૩. આપણા શાસ્ત્રોએ કેટલાક નિયમો જીવનનાં સૂત્ર અને સિદ્ધાંત રૂપે જણાવ્યા છે, જેને આપણે સ્વયંસિદ્ધ સત્ય તરીકે સ્વીકારી લેવાના છે.

શાસ્ત્રો આપણને કહે છે કે આ નિયમોનું સેવન કરવામાં ન આવે, તો ધર્મની થોડી ઘણી પણ ઝાંખી કરવાને આપણે અશક્ત જ રહેવાના.

૪. [ તે નિયમોના પાલનમાં દૃઢતા, આસ્થા અને એકતા એટલી બધી હોવી જોઇએ કે આમ કરવું કે તેમ કરવું, અથવા ભાંગતોડ, આપલે કે રકઝકને તેમાં અવકાશ જ ન હોય. ચિત્તની એકાગ્રતા આમાંથી જ સંભવે છે. ]

૫. [ ધર્મમાં આવી એકાગ્રતા વગર આત્મભાવ, સમાનતા અને એકતાનો અનુભવ અશક્ય છે. ] જ્યાં એકતાર થવાનો પ્રયત્ન થાય છે, ત્યાં એકતા થયા પહેલાં રંગ જૂદા જોવામાં આવે છે. સાધારણ રીતે ખાંડ ચોકખી લાગે છે, પણ તેને ચોકખી કરવા બેસીએ છીએ, તે વેળા તેમાં નજરે ન જોઈ શકાય તેટલો મેલ જોવામાં આવે છે. આ જોયા પછી આપણે જાણીએ છીએ કે જેને ચોકખી માનીએ છીએ તે ખાંડ ખરૂં જોતાં ચોકખી નથી; તેને ચોકખી કરવા જતાં ચોકખી થતાં પહેલાં બહુ મેલી જોવામાં આવશે. આવું જ શુદ્ધ આચરણ પહેલાં અનુભવાય છે.

૬. [ વળી અનાયાસે થાય તે ધર્મનું આચરણ નથી. ] મરણાંત લગી પાળ્યો એ જ ધર્મ; બાકીનો સગવડ કે વિનોદ. નિર્માંસાહારી એવા મુલકમાં ન જાય કે જ્યાં માંસ ખાધા વિના ન જ ચાલે, જેવા કે ઉત્તર ધ્રુવ પાસે. પણ કદાચ ઉત્તર ધ્રુવ પર ચડી જાય, તો ત્યાં મરણની ભેટ કરે, પણ માંસાહાર ન કરે.

૭. [ દુનિયાના ઘણા વિદ્વાનો એમ માને છે કે જે પ્રમાણે નીતિના તત્ત્વો જગતની બધી પ્રજાઓમાં, અને ધર્મોમાં સામાન્ય છે તે જ પ્રમાણે આખી દુનિયામાં એક જ ધર્મ થાય એ જરૂરનું છે, પરંતુ ] આખી દુનિયા માટે એક ધર્મ થવાનો નથી અને તેની જરૂર પણ નથી એવું મને તો લાગે છે.

૮. જ્યાં નીતિયુક્ત જીવનને ધક્કો ન પહોંચે, ત્યાં મુરબ્બીઓની આજ્ઞાને અનુસરવું એ આપણો ધર્મ છે, તેમાં કલ્યાણ છે. પરંતુ આ સમય કેટલેક સ્થળે અને કેટલાકને સારૂ એવો કઠણ આવી પડયો છે કે મુરબ્બીઓની આજ્ઞા પાળવા વિષે વિચાર કરવો ઘટે છે. મને તો એમ લાગે છે કે

માતાપિતાનો પ્રેમ એવો ગૂઢ છે કે તેમને બહુ સબળ કારણ સિવાય દૂભાવાય નહિ. પણ બીજા મુરબ્બીઓને વિષે મન એટલું કબૂલ કરતું નથી. જ્યાં આપણને નીતિના સવાલોમાં કાંઇક સંશય હોય, ત્યાં પણ ઉતરતા દરજ્જાના મુરબ્બીઓનું ઉલ્લંઘન થઇ શકે–કરવું એ ફરજ હોય. જ્યાં નીતિને વિષે સંશય ન જ હોય, ત્યાં માબાપની આજ્ઞાનું પણ ઉલ્લંઘન થાય–કરવું એ જ ફરજ છે. જો મને મારા બાપ ચોરી કરવાનું કહે તો યે ન જ કરૂં. મારો બ્રહ્મચર્ય પાળવાનો વિચાર હોય તેમાં માબાપ જૂદી આજ્ઞા કરે, તો તેમની આજ્ઞાનું વિનયપૂર્વક ઉલ્લંઘન કરૂં.

૯. [પોતાના પ્રતિ કે કુટુંબ પ્રતિ જે ધર્મ હોય તેમાં જ ધર્મનો સમાવેશ થઈ જતો નથી; કારણકે ધર્મને સીમા નથી. પોતાના જ સુખમાં ધર્મ માનનાર દુઃખી થાય છે, અને બીજાના સુખમાં સુખ માનનાર સુખી થાય છે. તેથી ન્યાત, જાત, ધર્મ વિગેરેનો ભેદ રાખ્યા વગર] દુઃખીને સંભારવાં એ આપણો ધર્મ છે. તેમાં આપણો સ્વાર્થ છે. દુઃખીને સુખે જ આપણે સુખી થઈ શકીએ તે સુખ મેળવવા આપણે આસપાસ નજર ફેરવી જ્યાં દુઃખ હોય, ત્યાં મદદ પહોંચાડવી જોઇએ. મિત્રોને જમાડવામાં, કિંમતી ભેટો મોકલવામાં, મિઠાઈ મોકલવામાં ઘણું દ્રવ્ય વાપરીએ છીએ. આપણી શક્તિ હોય તો ભલે તેમ કરીએ, પણ પ્રથમ હક્ક દુઃખીઓનો છે એ યાદ રાખીને આપણે ચાલવું એ આપણી ફરજ છે.



# ૨. ધર્માત્મા.



૧. જે પુરુષ સાધુ જીવન ગાળે છે, જેની વૃત્તિઓ સાદી છે, જે સત્યની મૂર્તિ છે, જે નમ્રતામય છે, જે સત્યનું સ્વરૂપ છે, જેણે પોતાપણાનો આત્યંતિક ત્યાગ કર્યો છે, તે પુરુષ પોતે જાણે અથવા ન જાણે તો પણ ધર્માત્મા છે.

૨. [આંતરિક વિકાસ એ જ ધર્માત્માનું કર્તવ્ય હોવાથી પોતાની બાહ્ય સ્થિતિની ચિંતામાં જ તે મશગુલ ન રહે, એટલે કે] આવતી કાલે પૈ નથી અને કેમ થશે એનો વિચાર તે ન કરે. ગરીબાઇની સ્થિતિનો લાભ હું અલભ્ય ગણું છું, કેમકે તે સ્થિતિ દુનિયાના મુખ્ય ભાગની છે: તે સ્થિતિ બુદ્ધાદિની હતી અને હવે પછી હશે. તે વિના આત્મારામ ન જાણી શકાય એ ચોક્કસ છે. જ્યાંસુધી ખરી ગરીબાઇ નહિ આવે, ત્યાંસુધી તેવું જ્ઞાન દુર્લભ છે. [જેમ શ્રીમંતાઇ ખરા સુખનું સાધન નથી, તેમ દુઃખનું કારણ પણ ગરીબાઈ નથી. રંકને ઘેર જન્મ થવાનું કારણ પાપ નથી; તેમ જ] રાજા વિગેરે પુણ્યના પ્રતાપે રાજા થાય છે એમ પણ માનવાનું કારણ નથી. કર્મના પ્રતાપે થાય છે એટલું જ કહેવાય. પણ તે પુણ્ય કર્મ જ એમ કહેવું એ આત્માના ગુણ તપાસતાં તદ્દન ખોટું લાગે છે.

૩. આ કઠણ કલિકાળમાં સ્વચ્છ ધર્મવૃત્તિ કોઇક જ જગ્યાએ જોવામાં આવે છે. સાધુઓનું નામ ધરાવી જેઓ હાલ ભ્રમણ કરતા જોવામાં આવે છે, તેમનામાં આ વૃત્તિ ભાગ્યે જ જોવામાં આવે છે. તેઓ ધર્મના ખજાનચી નથી એ તો સૌ કોઈ જોઇ શકે છે. એક જ સુંદર વાક્યમાં ધર્મ ક્યાં હોઈ શકે એ ભક્તશિરોમણિ કવિ નરસિંહ મહેતાએ બતાવી આપ્યું છે:

" જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહિ,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી."

૪. આવું તેના અનુભવસાગરમાંથી નિતરી આવેલું તેનું વચન છે. એ ઉપરથી આપણે જાણી લઇએ છીએ કે મહાતપસ્વી, મહાયોગી જે યોગની બધી ક્રિયાઓ જાણતો હોય, તેનામાં પણ ધર્મ વસે છે એમ હંમેશાં હોતું નથી.

૫. [કેવળ ધાર્મિકવૃત્તિવાળા પુરુષોને ઓળખવાનું કામ ઘણે દરજ્જે મુશ્કેલ છે.] ધાર્મિકવૃત્તિવાળા માણસ બીજાની પ્રતિજ્ઞા તોડાવવામાં કદિ રાજી થાય નહિ, કદિ ભાગ લે નહિ. [પોતાને ધર્માત્મા કહેવડાવવાનો વિચાર સરખો પણ તેઓ ન કરે. દંભનું નામનિશાન પણ તેમના ચારિત્ર્યમાં ન મળે.] ઇંદ્રિયોનો ભોગ ભોગવી કહેવું કે હું નથી કરતો પણ ઇંદ્રિયો પોતાનું કાર્ય કરે છે, હું તો કૃષ્ણ છું વિગેરે મિથ્યાવાદ જેવાં વાક્યો તેમનાં ન હોય. જેણે તદ્દન ઇન્દ્રિયદમન કર્યું છે, અને શરીરયાત્રાને જ સારૂ જેની ઇન્દ્રિયો વ્યાપાર કરે છે, તેનાથી જ તે વાક્ય બોલી શકાય. આ હિસાબે આપણામાંથી એક પણ માણસ તે વાક્ય બોલવાને લાયક નથી.

૬. [કોણ ધર્માત્મા છે અને કોણ નથી એ જાણ્યા પછી ધર્માત્માઓને મદદ કરવી એ આપણી પવિત્ર ફરજ છે, પરંતુ] તેમને મદદ કરતાં પહેલાં તેમના દરેક કાર્યને આપણે મળતા થવાની જરૂર હોતી નથી. મહાન્ પુરુષોના કાર્યોમાં આપણે અપૂર્ણતા જોઇએ એ સંભવિત છે. જો તેમના હેતુ નિર્મળ હોય, તો અપૂર્ણતાં છતાં તેમનાં કાર્યમાં મદદ કરવી એ આપણી ફરજ છે. આપણે જેમ જેમ આગળ વધીશું, તેમ તેમ આપણા ઉપર મરજ્યાત કરો અવશ્ય વધશે. આપણી શક્તિ અનુસાર આપણે તે આપી છૂટવું જોઇએ.

૭. પંડિતા રમાબાઇની* પ્રવૃત્તિને આપણે ભાગ્યે જ જાણીએ છીએ. એ બાઈ એકલી અમેરિકાના પૈસાથી પોતાનું કાર્ય ચલાવી રહી છે.

* પંડિતા રમાબાઈ ડોંગરે શાસ્ત્રી નામના એક દક્ષિણી વિદ્વાન શાસ્ત્રીના પુત્રી થતાં હતાં. તેમને સંસ્કૃત સાહિત્યનું સારૂં જ્ઞાન હતું. ૧૮૦૦૦ સંસ્કૃત શ્લોકો તેમને

તે ખ્રિસ્તી છે, એટલે આપણે તેના કાર્યમાં રસ નથી લેતા. તે આપણી પાસે મદદ માગવા આવતી નથી. આવતી નથી એ વાસ્તવિક પણ છે. તેમાં ખ્રિસ્તીધર્મ પ્રવર્તાવવાનો ઉદ્દેશ રહ્યો છે, તે અમેરિકાના લોકોને ભાવે છે. પંડિતાનાં બધાં કાર્યો કંઈ અમેરિકાના લોકો જોવા જતા નથી, કદાચ પસંદ પણ ન કરે. પંડિતાનો ઉદ્દેશ તેઓને સારૂ બસ છે, એટલે તેઓમાંના કેટલાક તે મોટી સંસ્થાનો મોટો ખર્ચ પૂરો પાડે છે.



કંઠસ્થ હતા. તેમનાં લગ્ન એક બંગાળી બેરિસ્ટર જોડે થયાં હતા. તેમના પતિના અકાલમૃત્યુ બાદ તેઓ અંગ્રેજીનો અભ્યાસ કરવા પુના આવી રહ્યા. ત્યારબાદ તેઓ ઈંગ્લાંડ ગયા અને ત્યાં ખ્રિસ્તીધર્મ સ્વીકાર્યો. પાદરીઓની સાથે નહિ બનવાથી તેઓ અમેરિકા ગયા અને ત્યાં એક સંસ્થા સ્થાપન કરી. અને વ્યાખ્યાનો આપવા માંડયાં. ત્યાંથી તેઓ પુના પાછા ફર્યા અને શારદાશ્રમ નામની સંસ્થા સ્થાપી, અને કન્યાઓને કેળવણી આપવાનું મહત્કાર્ય ઉપાડી લીધું. તેઓ ઈ. સ. ૧૯૨૨ માં સ્વર્ગવાસી થયા.

# ૩. ધાર્મિક જીવન.



૧. ઇશ્વર છે અને નથી. તેના મૂળ અર્થે નથી. મોક્ષ પામેલો આત્મા ઇશ્વર છે. એટલે તેને સંપૂર્ણ જ્ઞાન છે. ભક્તિનો ખરો અર્થ તો આત્માની શોધ એ છે. જ્યારે આત્મા પોતાને ઓળખે છે, ત્યારે ભક્તિ મટી જ્ઞાન પ્રકટ થાય છે.

૨. નરસિંહ આદિએ એવા આત્માની ભક્તિ કરી છે.

૩. ઇશ્વિર નથી એમ કહેનારા અવળે રસ્તે ચડે, કેમકે તેમને આત્મા નથી એમ કહેવું પડશે. અવતારની જરૂર છે અને સદા રહેવાની જ. જ્યારે લોકોમાં અત્યંત નિરાશા પેદા થાય અને અનીતિ ફેલાય, ત્યારે જ અવતાર મનાય. ઘણા દુષ્ટ લોકોમાં કેટલાક સાધારણ નીતિ જાળવનારા પોતાને સારૂ મદદ ઇચ્છે છે. તેવે સમયે જે બળવાન્ નીતિવાળો હોય છે, તે દુષ્ટોથી દબાતો નથી, પણ દુષ્ટો તેનાથી દબાય છે. તે અવતાર રૂપે તેના મરણ પછી કે જીવતાં જ મનાય છે. પોતે અવતાર છે એમ જન્મથી જ તે માને એ ઘણે ભાગે બનવાજોગ નથી.

૪. "ઇશ્વર પરમાત્મા છે. આત્મા છે તેનો મોક્ષ છે. આત્માને પાપ તથા પુણ્ય લાગે છે. આ ભવે પણ મોક્ષ સંભવે. ઇશ્વર ન હોય તો મોક્ષ ક્યાંથી એ મોક્ષ ન સમજવા જેવું છે. મોક્ષનો અર્ધો અર્થ જ આપણે જાણી શકીએ. બાકી તો અનુભવાય, પણ વર્ણવાય નહિ. તેનું વર્ણન કરવાની આપણી પાસે ઇંદ્રિય નથી. જે જાણી શકાય છે તે એ કે અનેક પ્રકારના દેહોની પ્રાપ્તિમાંથી અને તેથી નિપજતા કલેશોમાંથી છૂટવું. છતાં ઇશ્વર નથી એમ કહેવાની જરૂર નથી. ઇશ્વરનો ખરો અર્થ આપણા જ્ઞાનની સીમા પ્રમાણે કરીએ. ફળ દેનારો અને કર્તા ઇશ્વર તો નથી; પણ દેહધારી આત્માઓ છૂટા થયા છે અને પછી જે આત્મા કલ્પી શકાતો હોય તો તે ઇશ્વર છે. અને તે જડ વસ્તુ નથી, પણ શુદ્ધ ચૈતન્ય છે.

અદ્વૈતવાદીની પણ આ જ માન્યતા છે. રાજા જેવા ઇશ્વરની કોઇ કાળે અને કોઇ સ્થિતિએ જરૂર નથી, અને જરૂર માનવાથી અનંત શક્તિની આપણે હદ બાંધીએ છીએ.

૫. આટલું દૃઢ થઇ ગયા પછી આપણે સંશોધન કર્યા જ કરવાનું છે. જે ચાલે છે તે ચાલે છે તેથી જ ઠીક છે, અથવા તો આપણા વડિલોએ કર્યું વાસ્તે અમુક બરોબર જ છે, એમ માનવાનું રતિ ભાર કારણ નથી. એ આત્માની વિરોધી વાત છે. પ્રાચીન વર્ણું યે સરસ છે. પણ અગ્નિની પાછળ જેમ ધૂમાડો હોય છે, તેમ પ્રાચીન ઉત્તમતામાં કનિષ્ઠતા રહેલી છે. તેનું પૃથક્કરણ કરી તત્ત્વ ખેંચવામાં જ્ઞાન રહેલું છે.

૬. પ્રભુની કૃપા પામવાનો એક જ સરળ રસ્તો છે, તે એ કે ધીમે ધીમે બુદ્ધિપૂર્વક સત્યાદિ ગુણોનું સેવન કરવું અને બધા વિષયોમાંથી રાગ કહાડીને એક જ રાગ રાખવો. તેમ કરતાં શરીરાદિ પડે તેની ચિંતા નહિ.

૭. કૃષ્ણ, રામ, વિગેરે અવતાર હતા. ઘણા પુણ્યે આપણે પણ તેવા થઇ શકીએ. મોક્ષ પામવાની સમીપ પહોંચેલા આત્મા અવતાર રૂપે છે. તેઓને વિષે તે જ જન્મમાં સંપૂર્ણતા માની લેવાનું કારણ નથી.

૮. કૃષ્ણ, રામ, બુદ્ધ, જીસસ વિગેરેમાં કોણ મોટું તે કહેવું મુશ્કેલ છે. બધાનાં કાર્ય જૂદાં, જૂદે વખતે, અને જૂદા સમયને લઇને હતાં. ચારિત્ર્યના જ વિચાર કરીએ તો વખતે બુદ્ધ ચડી જાય, પણ કેમ કહેવાય ? તેઓનાં વર્ણન ભક્તોએ ઠીક લાગ્યાં તેમ કર્યા છે. કૃષ્ણને વિષે પૂર્ણ કળા વૈષ્ણવોએ માની છે, અને માનવી જ જોઇએ. તે વિના અનન્ય ભક્તિ ન ઉપજે. ખ્રિસ્તીઓ જીસસને વિષે એવું માને છે. હિન્દુસ્થાનમાં કૃષ્ણ છેલ્લા હોવાથી તેમનો મહિમા વિશેષ છે.

૯. ધર્મોની સરખામણી કરવાની જરૂર નથી. આપણા ધર્મને પ્રૌઢ સમજી બીજા સમજવા. સાધારણ રીતે સરખામણી કરવામાં દયાધર્મ તે માપ છે. જ્યાં દયાનો અવકાશ વિશેષ છે, ત્યાં ધર્મ વિશેષ છે.

૧૦. "દયા ધર્મ કા મૂલ હૈ" એ સહુને સમજાવવાનું પહેલું સૂત્ર છે. "બ્રહ્મ સત્યં જગન્મિથ્યા" એ બીજું સૂત્ર છે. બધાને ભાવી જાય એવું

એક જ સૂત્ર ન હોય, પણ આત્માર્થીને યોગ્ય કાળે યોગ્ય વચન મોંએ ચડી આવે છે એમ લાગે છે. ખરૂં જોતાં જેટલા માણસ તેટલા ધર્મ છે. માણસ જૂદા છે, ત્યાંસુધી ધર્મ જૂદા જ રહેશે. જે માણસ પોતાના આત્મા સાથે બીજાના આત્માની સાથે એકતા જોશે, તે ધર્મમાં પણ ઐક્ય જોશે.

૧૧. આત્મા જ્યારે શરીરબંધનમાંથી છૂટે, ત્યારે મોક્ષ પામ્યો ગણાય. મોક્ષદશામાં કેવી સ્થિતિ વર્તે છે, તે ઇંદ્રિયગમ્ય નથી. માત્ર અનુભવાય તેવી વસ્તુ છે. ભૂતાદિ યોનિ એટલે દુષ્ટ યોનિ છે, અને દુષ્ટ કાર્ય કરનારા તે યોનિમાં જાય છે.

૧૨. 'આ સંસાર અસાર વિચારી' અને 'જીવને શ્વાસ તણી સગાઇ' ગાઇને તેનો અંતર્ધ્વનિ વિચારી જજો.

૧૩. મારા આત્માને તમે જેવો સમર્થ માનો છો, તેવો જ તમારો છે. આત્મા વિષે કશો ભેદ નથી, પણ તમારામાં અનાત્મપણું–ભીરુતા–સંશય–અનિશ્ચય વિગેરે હોય તે કહાડી નાખો, એટલે આપણે બન્ને સરખા જ છીએ.

૧૪. રામચંદ્રજી વનમાં જતા હતા; ત્યારે દશરથે તેમને કહ્યું કે વચનભંગ થવાય તેની ફીકર નહિ, પણ તમારે વનમાં ન જવું. આ લૌકિક અને સ્થૂલ પુત્રભાવથી ઉત્પન્ન થયેલી ઇચ્છાનો અનાદર કરી રામચંદ્રજીએ વનવાસ જઇ ખરી પિતૃભક્તિ કરીને દશરથનું તેમ જ પોતાનું નામ અમર કર્યું. પોતાની સ્ત્રીને વેચી રોહિતને ગળે તલવાર મૂકવા સુધી તત્પર થઇ હરિશ્ચન્દ્રે સ્ત્રીભક્તિ અને પુત્રપ્રેમ બતાવ્યાં. પ્રહ્લાદે પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી પિતૃભક્તિ વડે તેનો ઉદ્ધાર કર્યો. મીરાંબાઇએ કુંભારાણાને ત્યજી કુંભારાણાને જ પોતાના ભક્ત બનાવ્યા. દયાનંદે પોતાના માબાપ પાસેથી નાસી જઇ, થયેલી સગાઇ તોડી, પાછળ મોકલેલા માણસોના હાથમાંથી પણ છટકી જઈ, માતૃભક્તિ અને પિતૃભક્તિ કરી. બુદ્ધદેવ યુવાન ભાર્યાને સૂતી મૂકીને ચાલી નિકળ્યા હતા.

૧૫. આવા ઘણા દાખલા આપણને મળી આવે છે. તેનું ચિંત્વન કરી સંકટ પડે તેવે સમયે અન્તર્વિચાર કરી ખરી નીતિના ધોરણે જે યોગ્ય લાગે તે કરવું. શ્રવણને સારૂ સૂક્ષ્મ અને સ્થૂલ ભક્તિ એક જ પ્રકારની હતી, એટલે આપણે તેનો દાખલો ઘણી વેળા લઇ, ખરૂં શું છે

તે નથી જોઇ શકતા. સત્ય માર્ગે ચાલનારને હંમેશાં સત્ય માર્ગ અણીને વખતે સૂઝી આવે છે. વૈરાગ્યનાં પદો વિગેરે જે આપણે વાંચીએ, તે જો આપણને ધર્મસંકટો સમયે ઉપયોગી ન થાય, તો આપણે તે માત્ર પોપટની માફક વાંચી ગયા જ ગણાઇએ. તે વિચાર્યાં તો ન જ હોય. ગીતાજી વાંચવા છતાં જો તે આપણને અંત સમયે મદદ ન કરે, તો ગીતાજી વાંચ્યાં તે ન વાંચ્યાં બરોબર છે. તેથી જ હું હંમેશાં કહેતો આવ્યો છું કે થોડું વાંચો પણ જે વાંચો તે વિચારો અને તેનું રહસ્ય સમજી તે પ્રમાણે કરવા તૈયાર રહો.

૧૬. સ્નેહીઓ તરફ વીતરાગ ઉત્પન્ન થાય, ત્યારે જ હૃદય ખરૂં દયાવાન્ થાય છે, અને સ્નેહીઓની સેવા કરે છે. બુદ્ધે તેનાં માતાપિતાને તજી તેઓનો પણ ઉદ્ધાર કર્યો. ગોપીચંદે વૈરાગ્ય લઇ પોતાની માતા ઉપર ઘણો શુદ્ધ પ્રેમ બતાવ્યો. તેમ જ તમે તમારૂં ચારિત્ર્ય ઘડી અત્યંત નિર્મળ નીતિ દાખવી તમારા સમાજની સેવા કરજો. જ્યારે તમારો આત્મા વિશુદ્ધિને પામશે, ત્યારે તેનો પડઘો તમારાં બધાં સ્નેહીઓ ઉપર પડ્યા વિના નહિ જ રહે.

૧૭. પોતાની સ્ત્રીને વિષે વિષય જીતવો તેનાથી મહાભારત કામ થોડાં જ હશે. તમારૂં વલણ તે તરફ હશે, તો તમે પાર ઉતરશો જ. પ્રયત્ન કર્યા જ કરજો અને સફળ થવાય તેવા સંજોગો લાવજો. એટલે સહેજે પાર ઉતરશો. પુરુષને સિંહની ઉપમા પણ કવિએ આપી છે. ઇન્દ્રિય વનના રાજા થઈ રહેવાનું સામર્થ્ય આપણને બધાને ચિંતવન કરતાં આવી રહેશે.

૧૮. જ્યાં માતાના પ્રેમની વાત છે, જ્યાં પુત્રની વત્સલતાનો સવાલ છે, ત્યાં ત્રાહિત માણસે સલાહ આપવી એ ધર્મસંકટ છે. જો તમે નિર્મોહી થઇ નિર્ણય કરી શકો, તો તમારો પ્રેમ નિર્મળ અને દિવ્ય સ્વરૂપ લઇ શકે છે. તમારો પ્રેમ તમે આખા જગતને આપી શકો છો, એટલે કે તેમ કરવાનો પ્રયત્ન કરી શકો છો. એ જ માતૃભક્તિનો ઉદ્દેશ છે. બીજી ભક્તિ તે સ્થૂલ, લૌકિક અને માત્ર દેહ પ્રત્યે છે. જે છોકરા માબાપને ભૂલે, તે પૃથ્વી ઉપર કશું ન ઉજાળી શકે.

૧૯. મેં બતાવ્યું તેની વિરુદ્ધ આખી દુનિયા હોય તોપણ નિરાશા ઉપજે એમ નથી. આ મગરૂરીનું વચન નથી, પણ સત્ય વચન છે. હિંદુસ્થાનને સારૂં કરવાનો આપણો મનોરથ નથી, પણ આપણે સારા થવાનો મનોરથ છે. તે જ મનોરથ હોઇ શકે. બાકી બધું ખોટું છે. જેણે આત્માને જાણ્યો નથી, તેણે કંઇ નથી જાણ્યું.



# ૪. નીતિમય જીવન.



૧. મને લાગે છે અને મારા આખા જાહેર જીવન દરમિયાન મને લાગ્યું છે કે આપણને જે વસ્તુની જરૂર છે, જેની દરેક પ્રજાને જરૂર છે, પરંતુ દુનિયાની બીજી પ્રજાઓ કરતાં આપણને જેની અત્યારે વધારે જરૂર છે તે એક જ છે, અને તે ચારિત્ર્યની ખીલવણી છે. [ ચારિત્ર્યની ખીલવણી એટલે પુણ્ય કર્મ કરવાની ટેવ પાડવી એ છે.

૨. જ્યારે અર્જુને શ્રી કૃષ્ણ ભગવાનને પૂછ્યું કે માણસ મરજી વિરુદ્ધ પણ શાથી પાપ કરતો હશે, ત્યારે ભગવાને જવાબ આપ્યો કે "પાપનું કારણ કામ છે, ક્રોધ છે, તે રજોગુણમાંથી ઉત્પન્ન થાય છે. તે બહુભક્ષી છે અને બહુ પાપ કરાવનાર છે, તેને જરૂર વેરી જાણજે." [આ સિદ્ધાંતને અનુસરીને નૈતિક આચરણ માટે આપણે ગુસ્સે ન થવું, અને જ્યારે ] મોટેરા ગુસ્સે થાય, ત્યારે પોતે નમ્ર રહેવું, ચૂપ રહેવું અને જવાબ આપવો પડે તો કહેવું કે "મારી ભૂલ સુધારીશ, હવે મને ક્ષમા કરો." આમાં જાણી જોઇને ગુન્હો કર્યો છે એવી કબૂલાત નથી. પછી જ્યારે મોટેરા શાંત પડે, ત્યારે વિનયપૂર્વક શંકા હોય તો પૂછવું. [ નીતિમય જીવન માટે કામ, ક્રોધ, મોહ ઉપર કાબુ મેળવવો એ અત્યંત જરૂરનું છે. અનીતિમય જીવન એટલે પાપમય જીવન સમજવું. ]

૩. પાપ એ મોતનો ડંખ છે, એટલે કે પાપી મનુષ્યને જ મોત એ ડંખ રૂપ છે. પુણ્યશાળીને મોક્ષનું સાધન છે, અને શાસ્ત્રના શુષ્ક જ્ઞાનમાં શાપનું બળ રહેલું છે. આ આપણે ડગલે ડગલે જોઇએ છીએ. શાસ્ત્રને નામે સેંકડો પાપ થાય છે. જ્યારે જ્યારે પાપનો પુંજ મોટો થયો, ત્યારે ત્યારે ઇશ્વરની મહેર પણ વધી. એટલે કે એવે કાલકાળને સમયે પણ શુષ્કજ્ઞાનના બંધનમાંથી છૂટનાર માણસો મળી આવ્યા, અને તેઓએ ભક્તિમાર્ગ બતાવી શાસ્ત્રનો ગૂઢાર્થ શીખવ્યો એ ઇશ્વરની મહેર. શ્રદ્ધા ( ભક્તિ ) ને દિવ્ય માતાની ઉપમા આપી છે. દિવ્ય માતાની પ્રજા દેવ રૂપ થાય.

૪. નૈતિક જીવનમાં સુધારા રૂપ ફેરફાર કરતા પહેલાં વિચાર કરજો. પણ ફેરફાર કર્યાં પછી તેને જળોની માફક વળગી રહેજો. નબળાઇ જોવામાં આવે તો તે સમજી દૂર રહેજો. તમને પોતાને સ્વતંત્ર વિચાર કરતાં અને તેને વળગી રહેતાં આવડવું જોઇએ. તેમ કરવામાં કોઇ વેળા ભૂલ પણ થશે તેની ફીકર નહિ, નિર્મળ ચિત્તથી ખૂબ વિચાર્યા પછી ગમે તેના વિચારોની સામે થવાનો પણ તમને અધિકાર છે, અને જ્યાં તેમ કરવાથી નીતિ જોવામાં આવે, ત્યાં સામે થવું એ તમારી ફરજ છે. તમે મોક્ષનું તત્ત્વ સમજો, અને મોક્ષેચ્છુ થાઓ એ મારી તીવ્ર આશા છે, અને તે જ્યાંસુધી તમારામાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ અને દઢતા નહિ આવે, ત્યાંસુધી કદિ બનશે નહિ. આત્મા તો સ્વતંત્ર છે, અને મૂળ રૂપે સર્વ શક્તિમાન્ છે.



# ૫. રાજ્યપ્રકરણમાં ધર્મવૃત્તિ.



૧. શ્રીયુત ગોખલેજીએ વિચારપૂર્વક જણાવ્યું છે કે આપણા દેશનું રાજકીય જીવન ધાર્મિક કરવાની જરૂર છે. જ્યાંસુધી તેને ધાર્મિક ટેકો નહિ હોય, ત્યાંસુધી કોઇ પણ માણસે ( પછી તે ગમે તેટલો મોટો હોય તોપણ તેણે ) કરેલું કોઇ પણ કાર્ય વાસ્તવિક રીતે ફળીભૂત નહિ થાય. હું પોતે દુન્યવી સ્વરાજ્યના યજ્ઞમાં ધર્મને હોમવા ઇચ્છતો નથી, પરંતુ સ્વરાજ્યને હું ધર્મનું આવશ્યક અંગ ગણું છું, તેથી તેને સારૂ મથી રહ્યો છું.

૨. [ જ્યાંસુધી ધાર્મિક જીવનના સ્વયંસિદ્ધ સૂત્રો રાજકીય જીવનમાં દાખલ ન થાય, ત્યાંસુધી રાજકીય જીવન કેવળ શુષ્ક અને અસ્થિર રહે; અને આને લીધે ] હું નથી માની શકતો કે ધર્મનો રાજકીય પ્રવૃત્તિ સાથે સંબંધ નથી. ધર્મથી છૂટી પડેલી રાજકીય પ્રવૃત્તિને શબની પેઠે અગ્નિસંસ્કાર કરવો જોઇએ. મને લાગે છે કે ધર્મને રાજકીય પ્રવૃત્તિથી છૂટો પાડવામાં આવ્યો ન હોત, તો બન્નેની ઘણી વાર થતી જણાય છે એવી અધોગતિ થઈ ન હોત.

૩. યુગે યુગે મોક્ષ માર્ગે લઈ જનારી પ્રધાન પ્રવૃત્તિઓ જોવામાં આવી છે. જ્યારે જ્યારે ધર્મની શિથિલતા જોવામાં આવે છે, ત્યારે ત્યારે ધર્મજાગૃતિ કોઇ પ્રધાન પ્રવૃત્તિથી થયેલી હોય છે. આવી પ્રવૃત્તિ હંમેશાં તે તે સમયના વાતાવરણની સાથે સંબંધ રાખતી હોય છે. આ સમયે આપણી પડતી દશા આપણી રાજદ્વારી સ્થિતિમાં જોઇએ છીએ. અપૂર્ણ વિચારને લઇને આપણે એમ માની લઇએ છીએ કે રાજદ્વારી સ્થિતિ સુધરે, તો પડતીમાંથી ચડતી તરત થાય. આ વાક્ય એક પક્ષે જ ખરૂં છે. રાજદ્વારી સ્થિતિ સુધરે નહિ, ત્યાંસુધી ચડતી થાય નહિ.

૪. પણ રાજદ્વારી સ્થિતિમાં ગમે તે પ્રકારે પરિવર્તન થાય તો યે ચડતી થાય એવું કાંઈ નથી. એ પરિવર્તન નિપજાવનારાં સાધનો મેલાં હોય, તો પરિણામે ઉન્નતિ ન હોય પણ અવનતિ હોવાનો બહુ સંભવ રહે. સ્વચ્છ સાધનથી જ રાજદ્વારી સ્થિતિમાં થયેલું પરિવર્તન આપણને ઉચ્ચ માર્ગે લઈ જાય છે. લોકજાગૃતિ માત્ર રાજદ્વારી પ્રવૃત્તિદ્વારા જ થઈ શકે છે. એ પ્રવૃત્તિને જો ધર્મનું સ્વરૂપ અપાય, તો રાજદ્વારી પ્રવૃત્તિ મોક્ષમાર્ગ દર્શાવનારી થઈ પડે. રાજદ્વારી પ્રવૃત્તિમાં જ્યાંસુધી ધર્મવૃત્તિ દાખલ ન થાય, ત્યાંસુધી શુષ્ક રહે.

૫. આ જમાનામાં રાજ્યદ્વારી સંન્યાસી જ સંન્યાસને દીપાવી શકવાના છે. [બીજા તો ભગવું લજવનારા જ હશે.] શુદ્ધ ધર્મમાર્ગે જનારો કોઈ પણ ભારતવાસી રાજ્યપ્રકરણી કાર્યોમાં ભાગ લીધા વિના ભાગ્યે જ રહી શકે છે. એટલે બીજા રૂપમાં કહેતાં શુદ્ધ ધર્મમાર્ગી લોકસેવાનો અંગીકાર કર્યા વિના રહી જ શકતો નથી, અને રાજ્યતંત્રની જાળમાં આપણે બધા એટલે બધે દરજ્જે ગૂંચવાયલા છીએ કે રાજ્યતંત્રમાં પડ્યા વિના લોકસેવા સંભવતી નથી.

૬. 'સેવા એ જ ધર્મ' માનનારા ઘણા નિકળે, ત્યારે આપણે મહાન પરિણામો નિપજાવી શકીએ. હિંદુસ્થાન સારે નસીબે ધર્મબદ્ધ છે. દેશસેવામાં આ કાળે ધર્મની પરિસીમા છે એ ખ્યાલ ઉત્પન્ન થવાથી ધાર્મિક વૃત્તિવાળા માણસો રાજકીય કામમાં વધુ સંખ્યામાં જોડાય છે. જે કાળે સાધુસંતો આ પ્રકરણ હાથમાં લેશે, તે કાળે હિંદુસ્થાન ધાર્યાં કાર્ય સહેલથી કરી શકશે.

૭. જે ખેડુતો અસલના વખતમાં રાજ્યાધિકારી કોણ છે તે નહિ જાણતા હોવા છતાં પોતાનું સરળ જીવન નિર્ભયપણે ગૂજારી શકતા હતા, તેઓની એવી નિરાળી સ્થિતિ હવે રહી નથી. તેમનું ધર્માચરણ રાજ્યપ્રકરણી સ્થિતિને અવલંબીને હોવું જોઇએ. આ મહત્વનો સ્વીકાર આપણા સાધુઓ, ઋષિઓ, મુનિઓ, મૌલવીઓ, પંડ્યાઓ કરે તો સ્થળે સ્થળે સેવકસમાજ હોય, અને ધર્મવૃત્તિ હિંદુસ્થાનમાં વ્યાપક સ્વરૂપ પકડે કે જેથી રાજ્યતન્ત્ર શુદ્ધ થાય. હિંદુસ્થાન જે ધાર્મિક સામ્રાજ્ય ભોગવતું હતું, તે સામ્રાજ્ય તે પાછું ભોગવે. હિંદનાં બંધનો એક ક્ષણમાં તૂટે અને એક પ્રાચીન દ્રષ્ટાએ

પોતાની અમર વાણીમાં વર્ણવેલી સ્થિતિ ઉત્પન્ન થાય. "લોખંડનો ઉપયોગ તલવાર બનાવવામાં નહિ, હળ બનાવવામાં થશે: અને સિંહની સાથે ઘેટાં મિત્રભાવે વિચરશે."

૮. હિંદુસ્થાન જ કર્મભૂમિ છે, બાકીની ભોગભૂમિ છે; એ દેવવાણી છે. એ મારા મનમાં ઠસી રહેલું છે. આ દેશનું કાર્ય બીજા દેશોના કરતાં વિચિત્ર છે એમ મને ભાસે છે. હિંદુસ્થાન ધાર્મિક સામ્રાજ્ય ભોગવવા યોગ્ય છે. જેવી તપશ્ચર્યા આ દેશમાં થઈ છે તેવી બીજે ક્યાં યે નથી થઈ. હિંદુસ્થાનને શસ્ત્રોની ઓછી જરૂર છે. તે દિવ્યાસ્ત્રથી લડતું આવ્યું છે; હજુ લડી શકે છે. બીજી પ્રજાઓએ શરીરબળ પૂજ્યું છે. યુરોપમાં ચાલેલું દારુણ યુદ્ધ તેનો સચોટ દાખલો છે.

૯. યુરોપમાં ચાલી રહેલાં અમન-ચમન ઉપરથી દેખાય છે કે અર્વાચીન સંસ્કૃતિમાં રાજસી અને તામસી સત્તા પ્રબળ છે, જ્યારે પ્રાચીન આર્ય સંસ્કૃતિમાં સાત્ત્વિક સત્તા પ્રબળ છે. અર્વાચીન સંસ્કૃતિ મુખ્યતઃ ભોગપ્રધાન છે. આપણી મુખ્યતઃ ધર્મપ્રધાન છે. અર્વાચીન સંસ્કૃતિમાં જડપ્રકૃતિના નિયમોનું સંશોધન કરાય છે, અને મનુષ્યની બુદ્ધિશક્તિનો ઉપયોગ વસ્તુ ઉત્પન્ન કરવાનાં સાધનો અને વિનાશ કરવાનાં ઉપકરણો શોધવામાં અને રચવામાં કરાય છે; જ્યારે આપણી સંસ્કૃતિની પ્રવૃત્તિ મુખ્યતઃ આધ્યાત્મિક નિયમો શોધવાની છે.

૧૦. હિંદુસ્થાન આત્મબળ વડે સર્વ જીતી શકે છે. આત્માની શક્તિની પાસે શરીરશક્તિ તૃણવત્ છે એવા અનેક દાખલા મળી આવે છે; એવું કવિઓએ ગાયું છે; અનુભવીઓએ વર્ણવ્યું છે. હૃષ્ટપુષ્ટ ત્રિશ વર્ષનો જુવાન પોતાના એંશી વર્ષના બાપની પાસે બકરી જેવો થઈ વર્તે છે. આ પ્રેમબળની નિશાની છે. પ્રેમ એ જ આત્મા છે. એ આત્માનો ગુણ છે. એ જ પ્રેમનો ઉપયોગ શ્રદ્ધાપૂર્વક આખા જગત્ ઉપર આપણે કરી શકીએ છીએ.

૧૧. આપણાં શાસ્ત્ર સ્પષ્ટ રીતે જણાવે છે કે યથાર્થ જીવન માટે સત્યનું યોગ્ય પાલન, બ્રહ્મચર્ય, અહિંસા, પરધનના હરણમાં સંયમ, અને દૈનિક જરૂરિયાતો માટે જોઇતી વસ્તુઓ ઉપરાંત બીજી વસ્તુઓનો

અપરિગ્રહ અપરિહાર્ય છે, આ વિના, દિવ્ય તત્ત્વનું જ્ઞાન સંભવી શકતું નથી. આપણી સંસ્કૃતિ નિઃશંક રીતે કહે છે કે અહિંસાધર્મ, જેનું ક્રિયાત્મક રૂપ શુદ્ધ પ્રેમ અને દયા છે, તેનો યોગ્ય અને પૂર્ણ વિકાસ જેનામાં થયો છે, તેને આખું જગત્ નમે છે. ઉપર જણાવેલા વિચારની સત્યતા સિદ્ધ કરનારાં દૃષ્ટાંતો એટલાં બધાં મળી શકે છે કે જેથી મન તદ્દન નિઃસંદેહ બને છે.

૧૨. બુદ્ધનું સૂત્ર ' अक्रोधेन जिने क्रोधं ' સનાતન સિદ્ધાંત રજુ કરે છે, અને ભગવદ્ગીતાનું સૂત્ર ' ये यथा मां प्रपद्यंते ताँस्तथैव भजाम्यहम् '। તિરસ્કારને પ્રેમથી અને અસત્યને સત્યથી જીતવાના સિદ્ધાંતનો પ્રયોગ બતાવે છે. બીજા સાથે આપણે જેવું વર્તન રાખીએ છીએ તેવું જ વર્તન પ્રભુ આપણી સાથે રાખે છે એ ખરૂં હોય, તો ગીતાવાક્યનો એ અર્થ થાય કે સખ્ત શિક્ષામાંથી છૂટવું હોય તો આપણે ક્રોધનો બદલો ક્રોધથી નહિ, પણ મૃદુતાથી જ વાળવો જોઇએ. આપણે ' બૂરાઇનો બદલો ભલાઇમાં વાળવો જોઇએ ' એ ફિરસ્તાઓ માટે નથી કહેવાયું, પરન્તુ માણસો માટે જ કહેવાયું છે. આ નિયમ વૈરાગીઓ માટે નહિ, પરંતુ ખસુસ કરીને સંસારીઓ માટે જ છે.

૧૩. સંસાર સાધુઓ માટે નથી એમ કહેવામાં માનસિક મંદતા જણાઇ આવે છે. પુરુષાર્થ કરવો એ સર્વ ધર્મનો ઉપદેશ છે, અને પુરુષાર્થ એ સાધુ–ખરેખરા ગૃહસ્થ–થવાના વિષમ પ્રયાસ સિવાય બીજું કંઈ જ નથી. વિશ્વાસનો અભાવ એ અશક્તિનું ચિહ્ન છે. અત્યંત શૌર્યવાળો પુરુષ તો સીધા અને સાંકડા રસ્તે ચાલતાં દોરા ભાર પણ ખસવાનો નથી.

૧૪. 'રાજ્યપ્રકરણમાં બધું યે ચાલે' અથવા 'शठं प्रति शाठ्यम्' એ વાક્યમાં મારી નજરે તો ખોટી નીતિ સમાયેલી છે. ગમેતેમ હો, પણ 'शठं प्रति शाठ्यम्' માં સમાયેલા વ્યવહારસૂત્રની સામે હું મારો એક જમાનાનો અનુભવ ખડો કરૂં છું. ખરી નીતિ તો 'शठं प्रत्यपि सत्यम्' એ જ છે.



# ૬. વ્રતની આવશ્યકતા.



सियाराम प्रेम पियूष पूरण होत जन्म न भरत को।
मुनिमन अगम यम नियम शम दम विषय व्रत आचरत को॥

૧. તુલસીદાસ કૃત રામાયણનો આ છંદ મને એક વખત યાદ આવ્યો અને મેં તેનું ખૂબ મનન કર્યું. એ વ્રતો પાળવામાં જ હિંદુસ્થાનનો અને આપણો મોક્ષ રહ્યો છે, એમ હું સાક્ષાત્ જોઇ શકું છું.

૨. રામાયણ–મહાભારતમાં ઇતિહાસ ઓછો છે અને કલ્પના વધારે છે એ નિઃશંક વાત છે. તે બન્ને ધર્મપુસ્તક છે, અને કરોડો લોકો તેને ઇતિહાસ કરતાં વધારે માને છે, અને તે યોગ્ય જ છે. ભરત જેવા જ રામના ભાઇ ભરત ન થયા હોય, પણ તેવા ભરત હિન્દમાં પાક્યા હોવાથી તુલસીદાસ તેને કલ્પી શક્યા. જેને વિષે રામાયણમાં ચિતરેલા ગુણો છે, તેની વંદના ભારતવર્ષ કરે છે.

૩. શ્રી રામચંદ્રજીની જેમ રાક્ષસોનો સંહાર કરનાર અનેક પરાક્રમીઓ થઇ ગયા છે, પરંતુ તેઓમાંના કોઇની કીર્તિ–માહાત્મ્ય ઘેર ઘેર ગવાતાં નથી. રામચંદ્રજીમાં કંઇક બીજું તેજ હતું કે જે તેજ લક્ષ્મણમાં અને ભરતમાં તેઓ ઉતારી શકવાથી લક્ષ્મણ અને ભરત જેવા મહાન્ તપસ્વીઓ નિવડ્યા. અને તપનું માહાત્મ્ય ગાતાં તુલસીદાસે કહ્યું છે કે જો મહામુનિઓને પણ અગમ્ય એવું તપ કરનાર ભરતજી ન જન્મ્યા હોત, તો પોતા જેવા મૂઢને રામ સન્મુખ કોણ કરત? એટલે રામના યશના એટલે કે તેમના શિક્ષણના દ્વારપાળ જાણે લક્ષ્મણ અને ભરતજી જ ન હોય એમ થયું. વળી માત્ર તપમાં જ સર્વસ્વ નથી સમાતું, કેમકે ચૌદ વર્ષ આહારનિદ્રાનો ત્યાગ જેમ લક્ષ્મણે કર્યો હતો, તેમ ઇન્દ્રજીતે પણ કર્યો હતો. પણ રામચંદ્રજી પાસેથી તપનું જે હાર્દ લક્ષ્મણને પ્રાપ્ત થયું હતું, તે ઇન્દ્રજીતને પ્રાપ્ત નહોતું થયું એટલું જ નહિ, પણ તપના પ્રભાવનો

દુરુપયોગ કરવાની તેની વૃત્તિ હોવાથી તે રાક્ષસ જ કહેવાયો, અને ભક્ત તથા મુમુક્ષુ, તપસ્વી લક્ષ્મણને હાથે તેનો પરાજય થયો.

૪. તેવી જ રીતે ગુરુદેવનો આદર્શ ગમેતેવો ઉંચો હશે, તોપણ જો તે આદર્શને અમલમાં મૂકનાર કોઇ નહિ જાગે, તો તે આદર્શ જમાનાના ગાઢ અંધકારમાં પડી રહેવાનો, અને તેથી ઉલટું જો તે આદર્શ મુજબ વર્તનારાઓ નિકળી આવશે, તો તે પોતાનો પ્રકાશ અનેકગણી રીતે ફેલાવી શકશે. આદર્શ અમલમાં મૂકવાનાં પગથિયાં તપ છે. તે તપ બાળકોના જીવનમાં ઉતારવું કેટલું જરૂરનું છે તે સમજવા જેવું છે.

૫. સત્ય, અહિંસા, અને બ્રહ્મચર્યના ઉત્તમ પ્રભાવમાં આપણા પૂર્વજોની જે અચળ શ્રદ્ધા હતી, તે આપણે ગૂમાવી બેઠા છીએ. ખચિત આપણે તેમાં થોડેક અંશે માનીએ છીએ. તે ઉત્તમ નીતિ છે, પરન્તુ જો આપણો અપક્વ તર્ક આપણને તેમાંથી ચલાયમાન થવા સૂચવે છે, તો આપણે તેમ કરીએ છીએ. વર્તમાન સ્થિતિ કફોડી જણાયા છતાં સત્ય કે પ્રેમની આજ્ઞાનું પાલન અથવા સંયમ કરવાથી પરિણામ ઉજ્જવળ જ આવશે એવું માનવા જેટલી આપણામાં શ્રદ્ધા નથી. જે લોકોની આધ્યાત્મિક દૃષ્ટિ ઝાંખી થઇ ગઇ છે, તેઓ ઘણે અંશે ભવિષ્યના કલ્યાણ ઉપર ધ્યાન રાખવાને બદલે વર્તમાન ઉપર જ નજર રાખે છે. જે કોઇ આપણી પ્રાચીન આધ્યાત્મિક ભાવના આપણામાં ફરીથી જગાડશે, તે સમાજની મોટામાં મોટી સેવા કરશે.

૬. આપણે બધા યમો પાળવાના છે અને તેને વ્રત તરીકે પાળતાં આપણે તેની સૂક્ષ્મ સ્થિતિ જોઇ શકીએ છીએ.

૭. અહિંસાનું અંગ દયા, અક્રોધ, અમાન વિગેરે છે. સત્યાગ્રહનો પાયો અહિંસાધર્મ છે. અહિંસાનું પાલન કરતાં એટલું યાદ રાખવાની જરૂર છે કે જેના પ્રતિ અહિંસાવૃત્તિ રાખવામાં આવે તે પણ તેવી જ વૃત્તિ રાખશે એવી આશા ન રખાય; જોકે પાલનમાં જેમ જેમ પૂર્ણતા આવતી જાય છે, તેમ તેમ સામો પક્ષ પણ તેવી જ વૃત્તિ સ્વીકારવા લાગે છે એવો નિયમ છે. અહિંસાધર્મની અવગણના કરવાનું અથવા તેને મર્યાદિત કરવાનું કંઈ કારણ નથી. પરિણામ ઉપર નજર ન રાખતાં

તેનું પાલન કરવા હિંમત રાખવી જોઇએ; અને એમ કરવાથી તમા માન્યતામાં કેટલું બળ છે, તેની પણ ખાત્રી થશે.

૮. [ સત્યપાલનની આવશ્યકતા વિષે બોલવું કે લખવું એ કેવ અણઘટતું છે, કેમકે ગમે તેટલું લખીએ, બોલીએ, તોપણ પૂર્ણ વસ્તુ આપણાથી અપૂર્ણ જ આલેખાવાની. જેમ સૂર્યની ઉપયોગિતા આવશ્યકતા કોઇ પૂરેપૂરી કહી ન શકે, તેમ સત્યનું પણ સમજવું. ]

૯. [ નિર્ભયવ્રત એ માત્ર સત્યવ્રતનું જ પરિણામ છે. જે સાચો તે નિર્ભય છે. આપણે સાચા થયા એટલે નિર્ભય થયા; ત્રણ લોકને પ જવાબ આપવાની શક્તિવાળા થયા. જેનામાં નિર્ભયતા નથી તે કાંઇ ક શકે નહિ. વળી કાંઇ પણ ન કરવાની ઇચ્છા અહિં તૃપ્ત થઇ શકે તેમ નથ માટે કર્મોમાં કુશળતા તથા ડહાપણ પ્રાપ્ત કરવા નિર્ભયતા આવશ્યક ( નિર્ભય થવા સત્યનું સેવન અનિવાર્ય છે. ]

૧૦ [ વીર્યની રક્ષા કરવી એ તો માત્ર સ્થૂલ બ્રહ્મચર્ય થયું, પરંતુ વ્રત આપણે પાળવાનું છે તે સૂક્ષ્મ અને સ્થૂલ બ્રહ્મચર્યનું છે. જ્યારે આ બ્રહ્મચર્ય પાળતા હોઇએ, ત્યારે મન, વચન અને કર્મથી વિશાળ અર્થમ તેનું પાલન થવું જોઇએ.]

૧૧. [ આ ઉપરાંત સ્વાદેંદ્રિયનિગ્રહવ્રતનું પાલન કરવાથી આપ ઘણી વ્યાધિ–ઉપાધિમાંથી બચી જઇએ છીએ એટલું જ નહિ, પણ બીજ વ્રતોના પાલનમાં આ વ્રત અત્યંત ઉપયોગી નિવડે છે. ]

૧૨. [ આ સિવાય અસ્તેય અને અપરિગ્રહ વ્રત પણ કહ્યાં છે. આ ( વ્રતો એક બીજા સાથે ગાઢ સંબંધ ધરાવે છે. જેણે એક પાળ્યું તે સહેજ બીજાું પાળી શકે છે. અસ્તેય એટલે બીજાની વસ્તુ તેને પૂછ્યા વગ ઉપયોગ માટે કે સંગ્રહ માટે ન લેવી એટલું જ નહિ, પરંતુ જો આપણ કાર્યથી બીજા લોકોને અડચણ થાય, દુઃખ થાય તો તે વસ્તુનો તેન માલિકને પૂછીને કે તેની મરજીથી પણ ઉપયોગ ન કરવો; જો કરીએ ત ચોર ઠરીએ. વળી તરતને માટે જોઇએ તે કરતાં વધારે સંગ્રહ ન કરવામ અવશ્ય ભ્રાતૃભાવ, દયાભાવ અને સમાનત્વ ખીલવવાં પડે છે. અસ્તેયવ્રતથ વસ્તુઓનો તરતને માટે જરૂર કરતાં વધારાનો ઉપયોગ બંધ થાય (

અપરિગ્રહવ્રતથી એવા જ પ્રકારનો વધારાનો સંગ્રહ બંધ પડે છે. આખા જગતનો ભૂખમરો અને જીવલેણ ગરીબીનો નાશ એ આ વ્રતોના સાર્વત્રિક આચરણનું પરિણામ છે. ]

૧૩. આ બધાં વ્રતોનું સૂત્ર સત્ય છે. મનને છેતરી જે ચોરી હોય તેને અચોરી મનાય, મનને છેતરી પરિગ્રહને અપરિગ્રહ મનાય, એટલે ડગલે ડગલે સત્યને ઘણા સૂક્ષ્મ વિચારથી પ્રવર્તાવી શકાય. જ્યારે અમુક વસ્તુને સંઘરવી કે નહિ એ વિષે શંકા હોય, ત્યારે ન સંઘરવી એ સીધો નિયમ છે. ત્યાગમાં સત્યનો ભંગ નથી. જ્યાં બોલવા વિષે શંકા હોય, ત્યાં મૌન રહેવું એ સત્યવ્રતીનું કર્તવ્ય છે.

૧૪. તમે બધા સ્વતંત્ર વિચારથી લેવાય તેવાં જ વ્રત લ્યો એમ ઇચ્છું છું. લેવાની જરૂર હંમેશાં જોઉં છું. પણ તે તમને સૂઝે, ત્યારે જ લેવાં અને જેટલાં લેવાં હોય તેટલાં લેવાં.

૧૫. [ બચપણમાં અને જુવાનીમાં પડેલી સારી નરસી ટેવો ઘણે ભાગે મોટપણે પણ રહે છે, માટે અમુક ટેવો બંધાવાની શરૂઆત થાય તે પહેલાં યમ નિયમ પ્રતિ બાળકોનું વલણ ખેંચવું ઘણું જરૂરનું છે. ]

૧૬. તમે જે જે વ્રતો લીધાં હોય તેમાં દૃઢ રહેજો. તેને ઝાડની માફક વળગજો, એટલે બધી જીતોની એક જ કુંચી છે એવો આપણો ધર્મ છે. આ પ્રૌઢ ધર્મની સરળતા તેમ જ વિષમતાનો પાર નથી. જેટલી સાદાઇથી આપણે રહેતા હોઇએ તેમાં વિશેષતા કરજો. આ લેવાય અને આ પણ લેવાય એમ વિચારવાને બદલે, આ ઉપાધિ ઓછી થઇ અને હવે પેલી ઓછી કરીશું એમ કરીને જય મેળવજો.



# ૭. અહિંસાવ્રત.



૧. અહિંસાનો શબ્દાર્થ 'મારવું નહિ' એવો થાય છે, પરંતુ મને તેમાં ઘણો અર્થ સમાયલો જણાય છે. અહિંસાનો અર્થ 'મારવું નહિ' એટલો જ કરતાં જે પ્રદેશમાં હું જાઉં તેના કરતાં ઘણા ઉંચા પ્રદેશમાં, અતિ ઉંચા પ્રદેશમાં, તેમાં રહેલો અગાધ અર્થ મને લઇ જાય છે. અહિંસાનો ખરો અર્થ એ છે કે આપણે કોઇને હાનિ પહોંચાડવી નહિ.

૨. જે પોતાને આપણો શત્રુ માનતો હોય, તેને વિષે પણ આપણે અનુદાર વિચાર ન ધરાવીએ. આ વિચારના મર્યાદિત સ્વરૂપ ઉપર જરા ધ્યાન આપજો. હું એમ નથી કહેતો કે 'જેને આપણે આપણા શત્રુ માનતા હોઇએ', પણ હું એમ કહું છું કે 'જે પોતાને આપણો શત્રુ માનતો હોય'; કારણ કે અહિંસાધર્મ પાળે છે તેને શત્રુ હોઇ શકે જ નહિ. તે કોઇને શત્રુ જ માનતો નથી. એવા પણ લોકો હોય છે, જેઓ પોતાને તેના શત્રુ સમજતા હોય છે, અને આ માટે તે લાચાર છે, પરન્તુ આવા માણસો માટે પણ દુષ્ટ વિચાર ધરાવી ન શકાય.

૩. [ અહિંસાના શુદ્ધ સ્વરૂપમાં વેર વાળવાની વૃત્તિને ક્યાંયે સ્થાન નથી, કેમકે ] વેરભાવથી કરેલી સજા થયેલી સજાના પ્રમાણમાં ઠીક ઠીક હોય, તોપણ તેવી સજા કરનાર ઉપર જ પાછી વળે છે. હાથનાં કર્યાં હૈયે વાગે છે. એક અન્યાયનું ઔષધ કદિ બે અન્યાય હોઇ શકે નહિ. અન્યાયથી અન્યાય દૂર થાય નહિ. કદાચ હિન્દુસ્થાનમાં દોઢ લાખ ગોરા વસતા હોય અને તેમને વિષે આફ્રિકાના જેવા જ કાયદા આપણે કરી શકીએ અને કરીએ, તેથી દોઢ લાખ હિંદીઓનો નાશ થતો કેવી રીતે અટકી શકે? 'જૈસે કો તૈસા'ના ન્યાયમાં હમેશાં ગર્ભિત માન્યતા એવી રહેલી છે કે સામેનો માણસ આપણામાં પણ તેના જેવું કરવાની શક્તિ અને ઇચ્છા હોય છે, ત્યારે આપણને અન્યાય કરતાં ડરે છે અને તેથી

અટકે છે. કેટલીક વાર આવું પરિણામ આવે છે એ ખરૂં છે. સરવાળે ન્યાય નથી થતો એ તો પ્રસિદ્ધ છે: કેમકે 'દાંતની સામે દાંત અને આંખની સામે આંખ' એ પુરાતન કાળથી ચાલતો આવેલો પ્રયોગ અસંખ્ય સ્ત્રીપુરુષોએ અજમાવ્યો છે, છતાં હજુ લગી અન્યાય થતો અટક્યો નથી એટલું જ નહિ, પણ પશ્ચિમના દુરંદેશી લેખકો પણ કહી રહ્યા છે કે યુરોપની ભારે શોધો છતાં, યુરોપમાં મળતા ભારે સાક્ષરજ્ઞાન છતાં, લોકોમાં વેરભાવ, હિંસા અને અન્યાય ઓછા થયા નથી.

૪. આપણે પ્રહાર સામે પ્રહાર કરીએ, તો આપણું વર્તન અહિંસાધર્મથી પ્રતિકૂળ ઠરે, પરન્તુ હું તેથી પણ આગળ જાઉં છું; આપણા મિત્રની પ્રવૃત્તિ અથવા કહેવાતા શત્રુની પ્રવૃત્તિ ઉપર રોષ કરીએ, તોપણ આપણે અહિંસાનાં પાલનમાં પાછા પડીએ છીએ. હું એમ નથી કહેતો કે આપણે રોષે ન ભરાવું એટલે આપણે નમતું મેલવું. પણ આપણા કે બીજાના કાર્યથી, અથવા તો દૈવી શક્તિથી શત્રુને હાનિ પહોંચાડવાની અથવા તેનો કાંટો કહાડવાની ઇચ્છા કરવી એટલે રોષે ભરાવું. આવો વિચાર પણ આપણે મનમાં રાખીએ, તો આપણે અહિંસાધર્મથી દૂર રહીએ છીએ. સત્યાગ્રહીને આ અર્થ શબ્દશઃ સ્વીકારવો પડે છે. એથી એમ નથી સમજવાનું કે તેઓ અહિંસાધર્મ સંપૂર્ણતાથી પાળે છે. એવું કંઈ જ નથી. એ તો એક આદર્શ છે, જે આપણે પ્રાપ્ત કરવાનો છે: અને આપણામાં જો શક્તિ હોય, તો તે આદર્શ આ ક્ષણે જ પ્રાપ્ત કરવા જેવો છે. પરન્તુ એ કંઇ ભૂમિતિનો સિદ્ધાંત નથી કે જે આપણે મોઢે કરી લઇએ; ઉંચા ગણિતના કઠણ પ્રશ્નો ઉકેલવા જેવું પણ તે નથી. તે પ્રશ્નો ઉકેલવાના કામ કરતાં તે અત્યંત વધારે કઠણ છે.

૫. ઘણાઓએ તે પ્રશ્નો સમજવા ઉજાગરા કર્યા છે. જો આપણે આ વ્રત પાળવું હોય, તો આપણે ઉજાગરા કરવા ઉપરાંત ઘણું વધારે કરવું પડશે. આપણે ઘણી યે ઉંઘ વિનાની રાત્રિઓ પસાર કરવી પડશે, અને આપણે આ નેમ પ્રાપ્ત કરી શકીએ, અથવા તેને દૃષ્ટિગોચર પણ કરી શકીએ, તે પૂર્વે આપણે ઘણી યે માનસિક વ્યથાઓ અને વેદનાઓ સહન

કરવી પડશે. ધાર્મિક જીવન એટલે શું ? એ આપણે સમજવા ઇચ્છતા હોઈશું તો તમારે અને મારે તે નેમ અવશ્ય પ્રાપ્ત કરવી જોઇશે.

૬. અહિંસાવ્રતના નિયમ પ્રમાણે યોજનાપૂર્વક રચાયેલી ખૂનામરકી, તેમજ ખુલ્લી રીતે કરવામાં આવતાં ખૂનો સંભવતાં નથી, અને દેશ માટે તેમ આપણી છાયા હેઠળના આપણા પ્રિયજનોના માનના રક્ષણાર્થે પણ કોઈ પણ પ્રકારનો જૂલમ કરી શકાતો નથી. તે તો માનનું તુચ્છ પ્રકારનું રક્ષણ કહી શકાય.

૭. અહિંસાધર્મ આપણને એમ શીખવાડે છે કે આપણી છાયા હેઠળના જનોના માનનું રક્ષણ અધર્મ કરવા તૈયાર થયેલા માણસોને આપણે પોતાનો ભોગ આપીને કરવાનું છે. સામો પ્રહાર કરવામાં જેટલું શારીરિક અને માનસિક શૌર્ય જોઇએ છે, તેના કરતાં વધારે શૌર્ય ભોગ આપવામાં જોઇએ છે. આપણામાં કેટલેક અંશે શરીરબળ (શૌર્ય નહિ) હોય છે અને આપણે તે બળનો ઉપયોગ પણ કરીએ છીએ, પણ જ્યારે તે ખલાસ થઈ જાય છે ત્યારે શું થાય છે ? સામો માણસ ક્રોધ અને રોષમાં આવી જાય છે, અને તેના બળ સાથે આપણા બળનું તોલન કરવા જતા આપણે તેને વધારે ઉશ્કેરીએ છીએ, અને જ્યારે તે આપણને મરણતોલ કરી દે છે, ત્યારે તેનું બાકીનું બળ આપણા આશ્રિત જન ઉપર તે વાપરે છે. જો આપણે તેની સામે ઘા ન કરીએ, પણ આપણા આશ્રિત જન અને શત્રુ વચ્ચે આપણે મક્કમ રીતે ઉભા રહીએ, અને તેના પ્રહારો સામો ઘા કર્યા વિના સહન કર્યા જ કરીએ તો શું થશે ? હું તમને ખાત્રી આપું છું કે તેનું સર્વ બળ આપણા ઉપર વપરાઈ જશે, અને આપણા આશ્રિતને કોઇ પણ જાતની હાનિ નહિ થાય. જે દેશાભિમાન યુરોપમાં ચાલ્યું હતું એવા યુદ્ધને માન્ય કરે છે, તે દેશાભિમાનની કલ્પના આવા પ્રકારનાં જીવનમાં હોઇ શકતી નથી.

૮. [આ બધું કહેવાનો અર્થ એ છે કે જે અહિંસાવાદી લોકો] દેહત્યાગ કરીને પોતાના કબજાની વસ્તુનું રક્ષણ કરે છે, તેમની હું હંમેશાં સાથે છું, પણ સત્યની ખાતર પણ જે મારવા તૈયાર થાય છે, તેની સાથે હું કદિ સામેલ નથી થઇ શકતો. તે સત્યને ખાતર લડે છે કે અસત્યને ખાતર એટલો નિર્ણય કરવા પૂરતી જ મદદ તે મારી પાસેથી મેળવી શકે.

૯. જે માણસ આ વ્રતના સામર્થ્યમાં માને છે, તેને અંતિમ ભૂમિકા ઉપર, એટલે કે જ્યારે તેમને તે પ્રાપ્ત કરી લેવાનો થાય છે, ત્યારે આખી દુનિયા તેના ચરણે આવી પડતી જણાય છે. એમ નથી કે તે આખી દુનિયાને પોતાના પગે પાડવા ઇચ્છે છે, પણ તેમ થાય જ છે. જો આપણે આપણો પ્રેમ આપણા કહેવાતા શત્રુ ઉપર એવી રીતે ઢોળીશું કે તેના સંસ્કાર તેના ઉપર સ્થાયી રહે, તો તે પણ આપણને ચહાવા લાગશે.



# ૮. અહિંસાનાં સ્વરૂપ.



૧. જેઓ કહે છે કે અહિંસાવાદને અત્યંત ઉંચું પદ આપવાથી હિંદની અધોગતિ થઇ છે, તેમના પ્રતિ યોગ્ય સદ્ભાવ રાખી હું કહું છું કે અહિંસાના અતિશય સેવનનો સમય, અને પુરુષને છાજે તેવા ગુણોથી રહિત થવાનો સમય એક જ હતો એમ માનવાને ઐતિહાસિક આધાર હોય એમ જણાતું નથી. છેલ્લાં પંદરસો વર્ષ દરમિયાન આપણે પ્રજા તરીકે શારીરિક બળનો પૂરતો પૂરાવો આપ્યો છે, પરંતુ અંદર અંદરના કલહે આપણને વીંખી નાખ્યાં છે, અને આપણા ઉપર સ્વદેશપ્રેમની સત્તાને બદલે સ્વાર્થની સત્તા વ્યાપી રહી છે. એટલે ધર્મની ભાવનાને બદલે આપણે અધર્મની ભાવનાથી દોરાયા છીએ.

૨. જૈનો ઉપરનો નામર્દાઇનો આરોપ કેટલે અંશે સત્ય ઠરશે એ હું કહી શકતો નથી. હું તેઓનો પક્ષ લઈ બોલતો નથી. જન્મથી હું વૈષ્ણવ છું, અને બાળવયમાં જ મને અહિંસા શીખવાડવામાં આવી હતી. જેમ જગતના બીજા મોટા ધર્મોના ધર્મગ્રંથોમાંથી મેં ઘણો ધાર્મિક લાભ મેળવ્યો છે, તેમ જૈનના ધર્મગ્રંથોમાંથી પણ મેળવ્યો છે. સદ્ગત તત્ત્વજ્ઞાની રાયચંદ કવિ ( જેઓ જન્મથી જૈન હતા તેઓ ) ના અંગત સમાગમથી મને ઘણો લાભ થયો છે. અહિંસા વિષેના મારા વિચારો દુનિયાના ઘણા ખરા ધર્મોના અભ્યાસનું પરિણામ છે; છતાં હવે તેનો આધાર આ ગ્રંથોના પ્રમાણ ઉપર જરા પણ રહ્યો નથી. તે મારા જીવનના અંગ રૂપ છે. મેં જે ધર્મગ્રંથો વાંચ્યા છે, તેમાંથી જે હું અર્થ કહાડતાં શીખ્યો છું તેના કરતાં તેમાંથી જૂદો જ અર્થ નિકળે છે એવું હવે કદિ મને ઓચિંતુ જણાય, તોપણ અહિંસાનો જે વિચાર હું અહિં રજુ કરૂં છું, તેને જ વળગી રહીશ.

૩. આપણાં શાસ્ત્રો એમ બોધ કરતાં જણાય છે કે જે માણસ અહિંસાનું સંપૂર્ણતાથી ખરેખર પાલન કરે છે, તેની આગળ દુનિયા

પાણી ભરે છે. તે પોતાની આસપાસનાં વાતાવરણ ઉપર એટલી બધી અસર કરે છે કે સાપ અને બીજાં ઝેરી જંતુઓ પણ તેને હેરાન કરતાં નથી. એમ કહેવાય છે કે આસાઇના સેંટ ફ્રાંસિસનો આવો અનુભવ હતો.

૪. નકારાત્મક રૂપમાં અહિંસાનો અર્થ કોઇ પણ જીવન્ત પ્રાણીને શરીરકે મનથી ઇજા ન કરવી એ છે. એટલે અન્યાય કરનારના શરીરને નુકસાન ન પહોંચાડી શકાય, અથવા તેના પ્રતિ દ્વેષભાવ ન રાખી શકાય, અને તેમ કરીને તેને માનસિક વ્યથા પણ ન આપી શકાય. મારાં સ્વાભાવિક કર્મો (જે દ્વેષભાવથી જન્મેલાં હોતાં નથી તેના) થી અન્યાય કરનારને થતી પીડાનો સમાવેશ આ કથનમાં થતો નથી. એટલે તેની પાસેથી બાળકને, જેને તે મારવા તૈયાર થયો છે–એમ આપણે કલ્પના કરીએ–તેને ખસેડી લેતાં અહિંસા મને અટકાવતી નથી. વાસ્તવિક રીતે જોતાં મારે અહિંસાનું યોગ્ય પાલન કરવું હોય, તો મારે અન્યાય કરનારની પાસેથી તેનો ભોગ થઈ પડનાર બાળકને (જો હું તેવા બાળકનો કોઇ પણ રીતે પાલક હોઉં તો) ખેંચી લેવો જોઇએ.

૫. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહીઓ યુનિયન સરકાર જે દુઃખ તેઓને દેવા મથતી હતી, તેની સામે થયા એ બહુ યોગ્ય હતું. તેઓ સરકાર માટે કોઇ પણ પ્રકારનો દ્વેષભાવ ધરાવતા ન હતા. જે જે વખતે સરકારને તેઓની મદદની જરૂર પડતી, તે તે વખતે મદદ કરી તેઓએ આ સાબિત કરી આપ્યું હતું. તેઓનો વિરોધ સરકારના હુકમોનો અનાદર કરવામાં હતો. તે એટલી હદ સુધી કે તેમ કરતાં સરકારને હાથે મરણ નિપજે, તોપણ તે સહન કરી લેવું. અહિંસાના સેવકને પોતાને જ સમજીને દુઃખ સહન કરવાનું હોય છે, પરંતુ તે કહેવાતા અન્યાય કરનારને જાણીબૂજીને ઇજા કરી શકતો નથી.

૬. ભાવાત્મક રૂપમાં અહિંસાનો અર્થ વિશ્વવ્યાપી પ્રેમ અને અનહદ ઔદાર્ય થાય છે. હું અહિંસાનો સેવક હોઉં, તો મારે મારા શત્રુ ઉપર પ્રેમ રાખવો જોઇએ. હું જે નિયમ મારા અન્યાય કરનાર પિતાને કે પુત્રને લગાડું તે જ નિયમ મારે અન્ય અન્યાય કરનારને (પછી તે મારો શત્રુ હોય કે અજાણ્યો માણસ હોય તેને) લાગુ પાડવો જોઇએ.

૭. આ ક્રિયાત્મક અહિંસામાં સત્ય અને નિર્ભયતાનો અવશ્ય સમાવેશ થઈ જાય છે. માણસ પ્રેમપાત્ર વ્યક્તિને છેતરી શકતો નથી. તે તેનાથી બીતો નથી. તેમ તેને બીવડાવતો નથી. અભયદાન સર્વ દાનોમાં શ્રેષ્ઠ છે. જે માણસ ખરેખર તે આપે છે, તેની પાસે સર્વ વિરોધ શમી જાય છે. જે પોતે ભયગ્રસ્ત છે તે અભયદાન આપી શકતો નથી, માટે તેણે પોતે જ નિર્ભય થવું જોઈએ. અહિંસાનું સેવન અને ભીરુતા એક સાથે હોઈ શકતાં નથી. અહિંસાના પાલનને અત્યંત શૌર્યની અપેક્ષા છે.

૮. સૈનિકના ગુણો કરતાં પણ અહિંસા અનંત રીતે ચડિયાતી છે. જનરલ ગૉર્ડનનું* એક જાણીતું પૂતળું છે, તેમાં તેના હાથમાં માત્ર લાકડી જ આપવામાં આવી છે. પરંતુ જે સૈનિકને રક્ષણ માટે એક લાકડીની પણ જરૂર પડે છે, તે તેટલે અંશે સૈનિક ઓછો છે. સાચો સૈનિક તો તે છે કે જે મરવું કેમ તે જાણે છે, અને જે ગોળીઓના વરસાદમાં પણ જરા ય ચસતો નથી.

૯. આવો એક અંબરીષ હતો. દુર્વાસાએ તેને બહુ પજવ્યો, છતાં તેણે આંગળી સરખી પણ ઉગામી નહિ; પણ પોતે મક્કમ જ રહ્યો. ફ્રેંચ તોપચીઓ, મૂર ‡ લોકોનો ઘાણ કહાડતા હતા. પરંતુ તેઓ 'યા અલ્લાહ'નો ઘોષ કરતા તોપના મોં સામે ધસ્યા હતા. તેઓનું શૌર્ય ઘણે અંશે અંબરીષના જેવું જ હતું, પરંતુ હતાશ થવાથી જન્મ્યું હતું; જ્યારે અંબરીષનું શૌર્ય પ્રેમનું ફળ હતું. છતાં મૂર લોકોનાં શૌર્યે, તેઓની મરણ માટેની તત્પરતાએ તોપચીનો પરાજય કર્યો. તોપચીઓ હર્ષઘેલા બન્યા; તેઓએ પોતાની ટોપીઓ ઉડાડી, તોપ ફોડવી બંધ કરી, અને પોતાના અત્યારસુધીના શત્રુને મિત્ર ગણી ભેટ્યા. અને તેવી જ રીતે દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહીઓ હજારોની સંખ્યામાં તુચ્છ શારીરિક સુખ માટે સ્વમાન ન વેચતા મરવા તૈયાર થયા હતા. આવી અહિંસા ક્રિયાત્મક રૂપવાળી છે. તે કદિ પણ સ્વમાનનું વેચાણ કરતી નથી.

---

* જનરલ ગોર્ડન–(૧૮૩૩–૧૮૮૫). ઇગ્લાંડનો એક બહાદુર સેનાપતિ અને ધર્મનિષ્ઠ માણસ થઈ ગયો.

‡ આફ્રિકાના વાયવ્ય ખૂણામાં આવેલા મોરોક્કોના વાસીઓ હાલમાં મૂર કહેવાય છે. એક વખત તેઓ બહુ બળવાન્ પ્રજા હતા અને ઈ. સ. ૧૨૩૭ થી ૧૪૯૨ સુધી

૧૦. શસ્ત્રથી જ બની શકે તેટલું રક્ષણ કરવા તૈયાર થયેલા પુરુષના કરતાં અહિંસાના સેવક પાસેથી એક નિરાધાર બાળાને વધારે સારૂં અને વધારે વાસ્તવિક રક્ષણ મળશે. રક્ષણ કરનાર અહિંસાનો સેવક હશે, તો જૂલમગાર તેના મૃત શરીર ઉપર થઇને જ તેની પાસે જઈ શકશે. પરંતુ રક્ષણ કરનાર શસ્ત્રબદ્ધ પુરુષ હશે, તો જૂલમગારને તેનો માત્ર પરાભવ જ કરવો રહેશે; કારણકે એમ માની લેવાયું છે કે તેવો પુરુષ પોતાનું જડબળ ચાલે ત્યાંસુધી લડે, તો તેણે સ્વધર્મ પાળ્યો કહેવાય. અહિંસાનો સેવક તો જૂલમગારનાં શરીરની જ સામે પોતાના આત્માને જ ઉભો કરે છે, એટલે જૂલમગારનો આત્મા જાગે એવી વકી રહે છે, અને—તે બાળાના અંગત શૌર્યનો વિચાર બાજુએ રાખીએ તો—તેનાં શીલનું રક્ષણ થવાનો જેટલો સંભવ આવા સંજોગોમાં રહે છે, તેટલો બીજા કોઈ પણ કલ્પી શકાય એવા સંજોગોમાં રહેતો નથી.

૧૧. આપણે આજે નામર્દ છીએ, તેનું કારણ આપણને પ્રહાર કરતાં આવડતું નથી એ નથી, પરંતુ આપણે મરતા ડરીએ છીએ એ છે. જે મરણની ભીતિથી ખરો કે ખોટો ભય આવતા નાસી જાય છે, છતાં જે હરઘડી એમ ઇચ્છે છે કે બીજો કોઇ પુરુષ જ ડરાવનાર પુરુષનો નાશ કરી ભયને દૂર કરે, તે જૈનધર્મના પ્રચારક મહાવીરનો કે બુદ્ધનો કે વેદનો અનુયાયી હોઈ ન શકે. જે માણસ વ્યાપારમાં બીજાને છેતરીને તેનું ટીપે ટીપે લોહી ચૂસી તેનો પ્રાણ હરે છે; અથવા જે થોડીક ગાયોનું હથિયારથી રક્ષણ કરે છે, પરંતુ ખાટકીનો જીવ લે છે; અથવા જે સ્વદેશનું માની લીધેલું ભલું કરવા વાસ્તે કેટલાક અમલદારોનું ખૂન કરતા અચકાતો નથી, તે અહિંસાનો અનુયાયી હોઈ શકે નહિ. આ બધાં કાર્યો દ્વેષથી, ભીરુતાથી કે ડરથી પ્રેરાયલાં હોય છે. ગાય કે દેશ માટેનો પ્રેમ તો નામનો જ હોય છે, પરંતુ આવી પ્રવૃત્તિ ડંખીલા સ્વભાવને અથવા પોતાના ગર્વને તૃપ્ત કરવા માટે જ યોજાયલી હોય છે.

૧૨. અહિંસા મારા નમ્ર મત પ્રમાણે રીત સર સમજવામાં આવે, તો તે ઐહિક તેમ જ પારલૌકિક સર્વ દુઃખોને મટાડવા માટે ચિંતામણિ રૂપ

---

એનેડાનું રાજ્ય તેમના કબજામાં હતું. સત્તરમા સૈકામાં તેઓને સ્પેનમાંથી હાંકી કહાડવામાં આવ્યા, ત્યારે ત્યાંથી તેઓ ઉત્તર આફ્રિકામાં જઈ વસ્યા.

છે. તેનું અતિશય સેવન કરવું શકય નથી. અત્યારે તો આપણે તેનું જરા પણ સેવન કરતા નથી. અહિંસા બીજા ગુણોના સેવનની આડે નથી આવતી, પરંતુ અહિંસાનું પ્રાથમિક રૂપે પણ સેવન થઇ શકે, તે પૂર્વે બીજા ગુણોનું સેવન આવશ્યક છે. મહાવીર અને બુદ્ધ સૈનિકો હતા; તેમ જ ટૉલ્સ્ટૉય પણ હતા. તેઓને જ પોતાની પ્રવૃત્તિનું ગંભીર સ્વરૂપ યથાર્થ રીતે ખ્યાલમાં આવ્યું હતું. તેઓ જ યોગ્ય, સુખી, ઉદાત્ત અને દૈવી જીવનનું રહસ્ય મેળવી શકયા હતા. આપણે આ ઉપદેશકોના સહભાગી બનીશું, તો આપણો દેશ ફરીથી પાછો દેવોનું નિવાસસ્થાન બનશે.



# ૯. અહિંસા અને રાજકીય પ્રવૃત્તિ.

૧. જે માણસ અહિંસાવ્રત પાળવાનો દાવો કરે, તેનાથી પોતાનું અહિત કરનાર ઉપર પણ ગુસ્સે ન થવાય. તે તેનું બૂરૂં ન ઇચ્છે. ભલું ઇચ્છે; તેને ગાળ ન દે કે તેના ઉપર હાથ ન ઉપાડે. સામેનો માણસ જે કંઇ ઇજા કરે તે પોતે સહન કરે. આમ અહિંસાવ્રત પાળનાર તદ્દન નિર્દોષ રહે. કોઇ પણ સજીવ વસ્તુ પ્રત્યે વેર ન હોય તેનું નામ શુદ્ધ અહિંસા. આથી જીવ જંતુ પશુ સુદ્ધાં પ્રાણીમાત્રને અભયદાન મળે છે. આપણી હિંસકવૃત્તિ તૃપ્ત કરવા પ્રાણીઓને પેદા કરવામાં નથી આવ્યાં. જો આપણે ઇશ્વરની લીલા કળી શકતા હોઇએ, તો તો આ સૃષ્ટિમાં તેઓનું સ્થાન ક્યાં છે એ ઘણું યે સમજાય. પ્રાણી માત્ર વિષે શુભેચ્છા રાખવી એ અહિંસાનું સક્રિય રૂપ છે. તે શુદ્ધ પ્રેમ છે. હિંદુધર્મશાસ્ત્રો, બાઇબલ કે કુરાન દરેકમાંથી મને એ જ મળે છે.

૨. અહિંસા એ સંપૂર્ણ દશા છે. જાણ્યેઅજાણ્યે પણ મનુષ્ય માત્ર સ્વભાવતઃ આ દિશામાં જ જાય છે. માણસ જ્યારે નિર્દોષતાની મૂર્તિ રૂપ બને છે, ત્યારે તે દેવ નથી થઇ જતો. ત્યારે જ તે ખરો મનુષ્ય બને છે. ચાલુ સામાન્ય દશામાં આપણે નર પશુ છીએ. ઢીકા સામે ધોલ મારવી તેને આપણે અજ્ઞાનમાં અને ઘણી વાર તો અહંકારથી મનુષ્યજાતિનો ધર્મ ગણીએ છીએ અને તેને માટે ગુસ્સાને પોષીએ છીએ; 'જૈસે કો તૈસા' એ આ લોકનો કાયદો છે એમ માની આપણી જાતને ફોસલાવીએ છીએ. પણ ખરી રીતે તો એવું વર્તન રાખવાની શાસ્ત્રે માત્ર છૂટ જ રાખી છે. એ ફરજ રૂપ છે એવું કોઇ શાસ્ત્રમાં કહ્યું નથી. ધર્મ તો સંયમ પાળનારનો—સબરનો કહ્યો છે. વેર વાળવું એ તો સ્વચ્છંદ છે, તેથી તેને માટે ઘણા પ્રતિબંધોની જરૂર ગણાઈ છે. અંતિમ સંયમ સિવાય સંપૂર્ણતા અપ્રાપ્ય છે, એટલે સહનશીલતા—સબર માણસજાતિનો ધર્મ છે.

૩. આપણું ધ્યેય હંમેશ આપણાથી દૂર ને દૂર ખસતું જાય છે. જેમ જેમ આપણે આગળ વધતા જઇએ છીએ, તેમ તેમ આપણી ત્રુટિઓનું આપણને વિશેષ ભાન થતું જાય છે. પુરુષાર્થમાં જ આનંદ છે, પ્રાપ્તિમાં નથી. પુરુષાર્થ એ પૂરો વિજય છે.

૪. એટલે અહિંસાની પરિપૂર્ણ દશાથી હું કેટલો વેગળો છું એનો મને દીવા જેવો ખ્યાલ છે, છતાં મારા જીવનનું સાર્થક હું પ્રેમમય થવામાં ગણું છું અને હું પાછો પડીશ, તેમ તેમ ઉલટો વધારે બળપૂર્વક પ્રયત્ન કરીશ.

૫. પણ મહાસભા કે ખિલાફત કમિટી દ્વારા હું આ શુદ્ધ અહિંસાનો પ્રચાર કરતો નથી. મારી પોતાની અયોગ્યતાનું મને બરોબર ભાન છે. હું જાણું છું કે એવો પ્રયત્ન કરવા બેસું, તો તે જરૂર નિષ્ફળ નિવડે. આખી પ્રજાના સ્ત્રીપુરુષો ઘડીકમાં એ વ્રતનું પાલન કરતાં થઇ જાય એવી આશા રાખવી એ આ વ્રતના રહસ્યનું અજ્ઞાન સૂચવે છે, પણ આપણા દર્દનો જે ઉપાય મને તેમાંથી જડ્યો છે, તેનો ઉપદેશ હું મહાસભા દ્વારા કરૂં છું. મહાસભા અને ખિલાફત મંડળે તો માત્ર તે સિદ્ધાન્તનો એક અંશ જ લીધેલો છે. અહિંસાતત્ત્વના આટલા અંશને આખા પ્રજાસમૂહમાં થોડા વખતમાં વ્યાપક કરી શકાય તેમ છે. ફક્ત કામ કરનાર પ્રામાણિક હોવા જોઇએ, પણ આ અંશમાં યે શુદ્ધ અહિંસાના બધા ગુણો તેના પ્રમાણમાં હોવા જોઇએ. આખા તળાવના પાણીનું કે એક ટીપા જેટલા પાણીનું પૃથક્કરણ કરીએ, તોપણ પરિણામ તો એક જ આવે. મારા ભાઈ પ્રત્યેની મારી અહિંસાની ભાવના એક જાતની અને વિશ્વ પ્રત્યેની ભાવના બીજી જાતની એમ ન હોઇ શકે. આખા વિશ્વ પ્રત્યે હું ભ્રાતૃભાવ ધારણ કરૂં, ત્યારે પણ ભ્રાતૃભાવનું રૂપ તો તે જ રહેવું જોઇએ.

૬. અમુક કાળે કે સ્થળને વિષે જ આપણે અમુક વર્તન નક્કી કરીએ, ત્યારે તે વ્યવહારનીતિ કહેવાય. એટલે સર્વ સ્થળે અને સર્વ કાળે તે જ વર્તન એ શાશ્વતનીતિ થઇ. વ્યવહાર તરીકે પ્રામાણિકતા પાળવામાં આવે કે ધર્મ તરીકે તે એના ગુણમાં તફાવત ન હોય. વ્યવહાર પૂરતું જ પ્રામાણિકપણું જાળવનાર વેપારી જે ભાવ લે

તે જ ધર્મ માનીને પ્રામાણિક રહેનાર લે. આ બેમાં ફેર માત્ર એટલો જ કે વ્યવહારદૃષ્ટિએ સાચ જાળવતો હોય તે માણસ જ્યારે તે રસ્તે નફો ન દેખે, ત્યારે તેનો ત્યાગ કરે. જ્યારે પેલો ધર્મ માનનાર પોતાનું સર્વસ્વ જાય, તોપણ પ્રમાણિકતા ન છોડે. અસહકારીઓએ રાજદ્વારી દૃષ્ટિએ અહિંસાવ્રત સ્વીકાર્યું છે, પણ જો આપણે તપાસવા બેસીએ, તો થોડા જ તે કસોટીમાંથી પાર ઉતરે. આને લીધે જ લડત લંબાય છે. અંગ્રેજના વજ્ર જેવા સ્વભાવનો દોષ કહાડવો નકામો છે. પ્રેમની ભઠ્ઠી સાબૂત કાંડાંબાવડાંની વજ્રસમી કઠણતાને પણ પીગાળે એવો એનો પ્રભાવ છે. મારો આ મત કોઇ ફેરવી શકે તેમ નથી, કારણકે મને તેની સત્યતાનો અનુભવ છે. અંગ્રેજ કે બીજું કોઇ વશ ન થાય, ત્યારે એમ સમજવું કે પ્રેમજ્યોતિ પ્રગટ્યો નથી અથવા તેનું તેજ ઓછું છે.

૭. શક્તિમાન્ માણસ બળપૂર્વક અહિંસા બતાવે એવી આપણી અહિંસા ન હોય તે સમજાય, પણ તેમાં સચ્ચાઇ તો હોવી જ જોઇએ. જો આપણો અસહકાર અહિંસાત્મક હોય, તો જ્યાંસુધી તે કાયમ રહે, ત્યાંસુધી અંગ્રેજનું કે સહકારી હિંદી ભાઇનું બૂરું આપણાથી ન જ ઇચ્છાય. પણ આપણામાંથી મોટા ભાગે બૂરું ઇચ્છયું છે. નબળાઇને લીધે બૂરું કરતા અટક્યા છીએ અથવા સબળ હોવા છતાં શારીરિક ઇજા ન પહોંચાડી એટલે વ્રત પાળ્યું એવી ભ્રમણામાં રહ્યા છીએ. આપણું વ્યાવહારિક અહિંસાનું વ્રત ભવિષ્યમાં યે વેર લેવાનો રસ્તો બંધ કરે છે. દુર્ભાગ્યે આપણામાંથી કેટલાકે વેર લેવાનું માત્ર મુલતવી જ રાખ્યું હોય એમ દેખાય છે.

૮. મારા આ કથનનો અનર્થ ન થાય એમ હું ઇચ્છું છું. આપણે વ્યાવહારિક અહિંસા ધારણ કરી છે તે નિષ્ફળ ગઇ જાણી તેનો ત્યાગ કરીએ, ત્યારે પણ વેર ન લઇ શકાય એમ કહેવાનો મારો આશય નથી. પણ જો આપણે લડતમાં વિજય મેળવીએ, તો લડતનો અંત આવ્યા પછી વેર વાળવાની વાત જ આપણાથી ન થઇ શકે. તેથી જ્યાં સુધી આપણે અહિંસાવ્રતને આપણા આયુધ તરીકે રાખ્યું છે, ત્યાંસુધી અંગ્રેજ અમલદારો કે સહકારીઓ તરફ મિત્રભાવ સાચવવા આપણે બંધાયલા છીએ. અંગ્રેજોને કે જાણીતા સહકારીઓને હિંદુસ્થાનના કોઇ કોઇ

ભાગમાં ફરવું સહિસલામત નથી એમ મેં સાંભળ્યું, ત્યારે મારી શરમનો પાર ન રહ્યો. તેમાં તો અહિંસાને સૌકે જ મૂકી જણાય છે. સભામાં પ્રમુખે મારું અપમાન કર્યું એવા ખ્યાલથી જે લોકો હોહા કરી ભાષણમાં ભંગ કરાવે છે, તેઓ પોતાની જાતને અને પોતાની નીતિને હલકાં પાડે છે એમ હું માનું છું. તેઓ પોતાના જ હિતને નુકસાન પહોંચાડે છે. પ્રમુખને લાગતું હોય કે હું લુચ્ચો છું, તો તેમ કહેવાનો તેને પૂરેપૂરો હક્ક છે. કોઇ માણસ અજ્ઞાનમાં કંઇ કરે, તો તે ચીડવવાને કરે છે એમ અર્થ ન થાય. અસહકારીએ તો ભારે પજવણી થાય, તોપણ સહન કરવાનું પણ લેવું જોઇએ. હું લુચ્ચાઇ કરું ત્યારે જરૂર ચીડ ઉપજવા જેવું ખરું. હું લુચ્ચાઇ કરું તો દરેક અસહકારી તેટલા ઉપરથી અહિંસાવ્રતમાંથી મુક્ત થાય, અને કોઇ અસહકારી મારો જીવ લે તેમાં તે બિલકુલ નકસીરવાન ન ગણાય એ મને કબૂલ છે.

૯. આવી મર્યાદિત અહિંસાની ભાવનાનો પ્રચાર કરવો એ પણ ઘણા ખરા કિસ્સામાં અશક્ય હોય એ બનવાજોગ છે. શત્રુને નુકસાન ન કરવા છતાં સ્વાર્થને ખાતર પણ તેનું બૂરું ન ઇચ્છવું એ અશક્ય હોઇ શકે. તો પછી સત્યને ખાતર આપણી લડતમાંથી અહિંસાની વાતને જાહેર રીતે પડતી મૂકવી જોઇએ. અહિંસાના બંધનમાંથી છૂટ્યા એટલે તરત જાનમાલ ઉપર હાથ ઉપાડવાનો જ રસ્તો રહ્યો એવું નથી, પણ પછી લોકોને અહિંસાની તાલીમ લેવાની ફરજ નહિ રહે અને મારા જેવાને ચોરીચોરાના હત્યાકાંડની જવાબદારી ઉઠાવવાપણું પણ નહિ રહે. ત્યારે પણ મર્યાદિત અહિંસાને માનનારા ખૂણે પડ્યા પડ્યા પોતાનું કાર્ય કર્યે જશે, અને તે વખતે આજની માફક જવાબદારીનો ભારે બોજો તેમના ઉપર નહિ હોય.

૧૦. જો વ્યાવહારિક અહિંસાને જ પ્રજા કાયમ રાખે, તો દેશની તેમ જ જનસમાજની આબરૂને ખાતર તેનું સંપૂર્ણ પાલન કરવા આપણે બંધાયેલા છીએ.

૧૧. અહિંસાના વ્યવહારનો અમલ કરવાની આપણી ઇચ્છા હોય, તેમાં આપણી શ્રદ્ધા હોય, તો આપણે વેળાસર અંગ્રેજો અને સહકારીઓ સાથેનો સંબંધ સુધારી નાખવો જોઇએ. આપણે તેઓનું

પ્રમાણપત્ર મેળવવું જોઇએ. તેઓ ગમે ત્યાં જાય, ત્યાં આપણા તરફથી કોઇ જાતના ભયનું તેમને કારણ ન રહે. વિચારમાં અને રાજદ્વારી બાબતમાં આપણે તદ્દન ભિન્ન મતના હોવા છતાં મિત્ર જ છીએ એવો તેમનામાં વિશ્વાસ પેદા કરવો જોઇએ. તેમને અતિથિ તરીકે આપણી સભાઓમાં આપણે આદર આપવો જોઇએ. તટસ્થ કાર્યોમાં તેમના સાથી થઇએ એવા પ્રસંગ આપણે ઉભા કરવા જોઇએ. આપણી અહિંસામાંથી હિંસા, તિરસ્કાર અને કડવાશ ઉત્પન્ન ન થવાં જોઇએ. અન્ય મનુષ્યોની માફક આપણી કસોટી પણ આપણા કાર્ય ઉપરથી જ થશે. શાંતિ વડે સ્વરાજ્ય મેળવવું, એટલે તે ચલાવવું પણ શાંતિ વડે. તેમ થવા સારૂ સત્તાના બળ વિના કાયદાનું પાલન કરવાની ટેવ હોવી જોઇએ. હિંદ અને આયર્લાંડ વચ્ચે ભેદ છે એમ કહેવાય છે તે બરોબર છે, કારણકે તે શરીરબળને જ ઓળખે છે. તેના કહેવાનો અર્થ એ થાય છે કે આયર્લાંડે શરીરબળથી સ્વરાજ્ય મેળવ્યું છે, એટલે જરૂર પડે, તો તે જ બળથી તે તેને બચાવે. પણ હિંદુસ્થાન શાંતિના પ્રયોગ સાથે જ સ્વરાજ્ય મેળવે, તો તેનો બચાવ પણ મુખ્યત્વે એ જ રીતે કરવો જોઇએ; અને હિંદ જ્યાંસુધી આ વાત અખતરો કરી સિદ્ધ ન કરી આપે, ત્યાંસુધી કેટલાકને તે વાત અશક્ય લાગે એમાં નવાઈ નથી. રાજદ્વારી બાબતમાં લોકો શાંતિની કદર કરતા ન થઇ જાય, એટલે કે હાલ લશ્કરની સત્તાને તાબે વર્તે છે, તેને બદલે નીતિબળને એટલે પ્રજામતને વશ થતાં ન શીખે, ત્યાંસુધી અહિંસાનો અખતરો અશક્ય છે.

૧૨. શાંતિ વડે સ્વરાજ્ય મેળવતાં અંધાધુંધી અને અરાજકતાને સ્થાન જ નથી. અહિંસાને માર્ગે મળેલું સ્વરાજ્ય, એટલે દિનપ્રતિદિન ફેલાતા શાન્તિના સામ્રાજ્યથી થયેલા મહાન્ પરિવર્તનનું ફળ. ચાલુ સરકારના હાથમાંથી પ્રજાના પ્રતિનિધિઓને સત્તા સોંપવાની ક્રિયા સારી રીતે તૈયાર કરેલી જમીનમાં ઉગેલા ઝાડ ઉપરથી પરિપક્વ ફળ ખરી પડે તેના જેવી હશે. હું ફરીથી કહું છું કે આમ સ્વરાજ્ય મેળવવું ભલે અસંભવિત હોય, પણ શસ્ત્રબળથી મેળવવું ઓછું અસંભવિત નથી એ હું જાણું છું. જરૂરજોગું અહિંસાત્મક વાતાવરણ થઇ શકે એવું મહાસભાવાદી ન માનતા હોય, તો તેઓએ ચાલુ અહિંસાત્મક કાર્યક્રમનો ત્યાગ કરી જૂદો જ કાર્યક્રમ ઘડી કહાડવો જોઇએ.

૧૩. શસ્ત્રબળ વડે અંગ્રેજો પાસેથી સત્તા પડાવીશું એવો ખ્યાલ મનમાં રાખીને જો આપણે હાલના કાર્યક્રમને તેના સાધન તરીકે વાપરીશું, તો આપણે અહિંસાની વાત માત્ર કરનારા ઠગમાં ખપીશું. જો આપણુને આપણા કાર્યક્રમમાં શ્રદ્ધા હોય, તો જેમ અંગ્રેજો હથિયારને વશ થાય તેવા છે, તેમ જ પ્રેમને પણ વશ થાય તેવા છે એમ માનવા આપણે બંધાયા છીએ. આમાં જેને શ્રદ્ધા ન હોય તેને માટે બે જ રસ્તા છે. અપમાનોથી ટીપાતા ટીપાતા કેટલીક પેઢી સુધી ચાલ્યા કરે એવો શરીરબળનો અભ્યાસક્રમ આપણે સારૂ ધારાસભામાં છે તે એક. બીજો દુનિયામાં નથી થયો એવા રક્તપાતનો તાત્કાલિક ઇલાજ. એવા રક્તપાતમાં ભાગ લેવાની મારી ઇચ્છા નથી. જાણીજોઇને હું નિમિત્ત રૂપ પણ નહિ બનું. રક્તપાત અશક્ય છે; એટલે મારા મત પ્રમાણે કાં તો અહિંસા અને તેના દેહ રૂપ અસહકાર અથવા સમયાનુસારી સહકાર કે વિરોધ એ બેમાંથી એક રસ્તો આપણે પસંદ કરવો રહ્યો.

૧૪. [ કોઇ પણ ધર્મમાં હિંસા ફરજ્યાત નથી. ઉલટું ] આપણાં શાસ્ત્રો અહિંસા અને અભયદાનને અમૂલ્ય દાન લેખે છે. આપણા રાજ્યકર્તાઓને પૂર્ણ અભયદાન દેવાથી જો તેઓને ખાત્રી જ થઇ શકતી હોય કે આપણે તેઓનાં કાર્ય વિષે ગમેતેવા વિચાર ધરાવતા હોઇશું, છતાં તેઓના શરીર ઉપર હૂમલો કદિ નહિ કરીએ, તો તરત જ અન્યોન્યમાં વિશ્વાસનું વાતાવરણ ઉત્પન્ન થાય, બન્ને પક્ષમાં એવું નિખાલસપણું જન્મે કે જેથી ચિંતા કરાવનાર ઘણા યે પ્રશ્નોનો લાયક અને વ્યાજબી નિવેડો લાવવાનો રસ્તો નિકળે.



## ૧૦. સત્યવ્રત.



૧. પાંચ નિયમો જે યમ તરીકે જાણીતા છે; તેમાંનો સૌથી પ્રથમ અને અગત્યનો નિયમ સત્યવ્રતનો છે. બને ત્યાંસુધી અસત્ય ન બોલવું એવા રૂઢ અર્થમાં વપરાતું સત્ય તે સત્ય નથી. વળી સત્ય એ સર્વોત્તમ નીતિ છે, પણ જો તે સર્વોત્તમ નીતિ ન હોય તો તેને આપણે તજી દઇએ એવા ભાવાર્થવાળી ઉપલી કહેવતને અનુસરતું સત્ય તે પણ સત્ય નથી. પરંતુ ગમે તેટલા ભોગે આપણે આપણું જીવન સત્યના નિયમાનુસાર ગૂજારવું જોઇએ. એ વાક્યમાં વપરાયલું સત્ય તે જ ખરૂં સત્ય છે.

૨. સત્યનું આ સ્વરૂપ સમજાવવાને મેં પ્રહ્‌લાદજીના જીવનનું પ્રસિદ્ધ દૃષ્ટાંત લીધું છે. તેઓએ સત્યને ખાતર પોતાના પિતાની સામે થવા હિંમત કરી હતી. તેઓએ પ્રતિકાર કરીને અથવા પોતાના પિતા જેવું વર્તન કરીને પોતાનું રક્ષણ કરવા પ્રયત્ન કર્યો ન હતો, પરંતુ પોતાના ઉપર પિતાએ કરેલા પ્રહારો અથવા પોતાના પિતાના હુકમથી બીજાઓએ કરેલા પ્રહારો સામે પ્રહારો કરવાની દરકાર કર્યા વિના પોતાને જે સત્ય સમજાયું હતું, તેના રક્ષણ માટે તેઓ પ્રાણ પાથરવા તૈયાર હતા એટલું જ નહિ, પણ તેઓએ પ્રહારોથી છટકી જવાને ઇચ્છયું પણ ન હતું. તેને બદલે જે અસંખ્ય બળાત્કારો તેઓના ઉપર કરવામાં આવ્યા, તે બધા તેઓએ સ્મિતપૂર્વક સહન કર્યા. પરિણામ એ આવ્યું કે અંતે સત્યનો જય થયો. કોઇક દિવસ પણ પોતાના જીવન દરમિયાન જ સત્ય નિયમની નિશ્ચિતતા દાખવવા પોતે શક્તિમાન્ થશે એવી માન્યતાથી પ્રહ્‌લાદજીએ બળાત્કારો સહન નહોતા કર્યા, પરંતુ બળાત્કારથી તેમનું મરણ થાત, તોપણ તેઓ સત્યને વળગી રહ્યા હોત. આવા સત્યનું સેવન કરવા તથા કરાવવા હું ઇચ્છું છું.

૩. જેમ તણખલાં પવન કઇ દિશામાં વાય છે તે બતાવે છે, તેમ નજીવા પ્રસંગો માણસના મનનું વલણ બતાવે છે. એક મિત્ર મારી સાથે ખાનગી વાત કરવા ઇચ્છતો હતો, તેથી તે અને હું એકાંતમાં ગયા અને

વાતચિત કરવા લાગ્યા. તેવામાં એક ત્રીજો મિત્ર આવ્યો, અને તેણે વિનયથી પૂછ્યું કે ' મેં ખલેલ તો નથી કરી '. જે મિત્ર સાથે હું વાત કરતો હતો, તેણે કહ્યું ' અરે નહિ, અમે કંઇ ખાનગી વાત કરતા નથી. ' મને જરા નવાઇ લાગી, કારણકે મને ખાનગીમાં લઇ જવામાં આવ્યો હતો, અને હું જાણુતો હતો કે આ મિત્રથી તો અમારી વાતચિત ખાનગી હતી, પરંતુ તેણે તરત જ વિનયને લઇને—હું તો તેને વધુ પડતો વિનય કહીશ—કહ્યું કે ' અમારી વાતચિત કંઈ ખાનગી નથી, અને તમે ( પાછળથી આવેલા મિત્ર ) અમારી પાસે ભલે આવો. '

૪. હું એમ કહેવા માગું છું કે સત્યનું જે લક્ષણ મેં બાંધ્યું છે, તેને આવું વર્તન અનુકૂળ નથી. હું ધારૂં છું કે તે મિત્રે જેટલી અને તેટલી નમ્રતાથી, પરંતુ ખુલ્લી રીતે અને નિખાલસ મને સામા ધણીને ( જે સજ્જન હોય છે, અને જ્યાંસુધી તે તેવો નથી એમ ન જણાય, ત્યાંસુધી આપણે દરેકને સજ્જન માનવાને બંધાયલા છીએ, તેને ) જરા પણ માઠું લગાડ્યા વિના કહેવું જોઇતું હતું કે તમે કહો છો તેમ તમારા અહિં આવવાથી અમને ખલેલ પહોંચશે. વિનયને અંગે આપણે આમ કહેતા રહીશું, તો આપણે અવશ્ય દાંભિકોની પ્રજા બનીશું.

૫. એક ખાનદાન અંગ્રેજે મને પૂછ્યું: " તમે આ કબૂલ કરશો કે નહિ કે જ્યારે હિન્દીઓ ' ના ' કહેવા માગે છે, ત્યારે પણ તેઓ ' ના' કહેવાની હિંમત નથી કરતા; જે હિંમત ઘણા અંગ્રેજો ધરાવે છે ?" મારે કહેવું જોઇએ કે મેં તરત જ ' હા ' પાડી. તે વાત સાથે હું મળતો થયો. જે માણસને ઉદ્દેશીને આપણે બોલીએ છીએ, તેની લાગણીઓને માન આપવા ખાતર તેને નિખાલસ રીતે અને હિંમતથી ' ના ' કહેતાં આપણે આનાકાની કરીએ છીએ. આપણે ' ના ' કહેવા ઇચ્છતા હોઇએ, ત્યારે પરિણામનો વિચાર કર્યા વિના ' ના ' પાડવી જોઇએ. આવા પ્રકારનું સત્યવ્રત આપણો પ્રથમ નિયમ હોવો જોઇએ.

# ૧૧. નિર્ભયવ્રત.



૧. દૈવી સંપતનો પહેલો ગુણ "અભય" છે. તમે અભયપદને કંઇક અંશે પામ્યા છો? યા જે કરવું યોગ્ય હોય તે નિડર થઈ દેહ પડતાં પણ કરશો? જ્યાંસુધી એટલું પદ મળે, ત્યાંસુધી તેનું સેવન કરી તે મેળવવા પ્રયત્ન કરશો, તો તમે ઘણું કરી શકશો. આ પ્રસંગે તમારે પ્રહ્લાદજી, સુધન્વા વિગેરેનાં દૃષ્ટાંત યાદ કરવાની જરૂર છે. આ બધી દંતકથા છે એમ ન માનતા. તેવાં કાર્યો કરનારા હિન્દી પુત્રો થઈ ગયા છે. તેથી જ આપણે તે આખ્યાનો મોંડે કરીએ છીએ. આજ પણ પ્રહ્લાદ અને સુધન્વા, હરિશ્ચંદ્ર અને શ્રવણ હિન્દુસ્થાનમાં નથી એમ નથી માનવાનું. આપણે લાયક થઈશું, ત્યારે તેમનો મેળાપ પણ કરીશું.

૨. હિંદના મારા પર્યટન દરમિયાન મને જણાયું છે કે હિંદ, શિક્ષિત હિંદ, નિર્બળી કરી નાખે એવા ભયમાં જકડાઈ ગયું છે. જાહેરમાં આપણે આપણું મોં ઉઘાડીએ નહિ, આપણે આપણા સુબદ્ધ મતો જાહેરમાં રજુ કરીએ નહિ, આપણે તેવા વિચારો ધરાવતા હોઇએ, આપણે તેવી વાતો ખાનગીમાં કરતા હોઈએ, આપણા ઘરખૂણે આપણે ગમે તે કરતા હોઇએ; પરંતુ તેનો ઉપયોગ જાહેર માટે કરીએ નહિ તેનું કારણ શું? જો આપણે મૌનવ્રત લીધું હોત, તો મારે કંઈ કહેવાનું રહેત નહિ. જાહેરમાં બોલતી વખતે આપણે જે વાત ઉચ્ચારીએ છીએ, તેમાં આપણે ખરેખર માનતા હોતા નથી.

૩. હું એમ કહેવા માગું છું કે એક જ સત્તા એવી છે—જો આપણે તેને યોગ્ય રીતે સત્તા કહી શકીએ તો—કે જેનાથી આપણે ડરવાનું છે, અને તે એક ઇશ્વર છે. આપણે ઇશ્વરથી ડરીશું, તો ગમે તેટલી ઉંચી પદવી ધરાવનારા માણસથી પણ આપણે નહિ ડરીએ. અને આપણે સત્ય-વ્રત કોઈ પ્રકારે કે રૂપે પાળવા માગતા હોઇશું, તો નિર્ભયતા અવશ્ય રાખવી પડશે. ભગવદ્‌ગીતામાં તમે જોશો કે દૈવી સંપત્તિમાં પ્રથમ સંપત્તિ અભય જણાવવામાં આવી છે. આપણે પરિણામથી ડરીએ છીએ, તેથી જ આપણે સત્ય બોલતાં ડરીએ છીએ. જે માણસ ઇશ્વરથી ડરે છે, તે માણસ

કદિ પણ ઐહિક પરિણામોથી ડરતો નથી. ધર્મ એટલે શું એ સમજવાની લાયકાત આપણે મેળવી શકીએ તે અગાઉ, અને હિંદનું ભાગ્ય દોરવાની લાયકાત આપણે પ્રાપ્ત કરી શકીએ તે પહેલાં, શું તમને નથી લાગતું કે આપણે નિર્ભય રહેવાની ટેવ પાડવી જોઈએ ? અથવા જેમ આપણે બીજાથી અંજાઈ ગયા છીએ, તેમ આપણે આપણા દેશબાંધવોને આંજી નાખવા માગીએ છીએ ? આથી આપણને જણાશે કે નિર્ભયતાની કેટલી બધી અગત્ય છે.

૪. આપણી ધાર્મિક ભાવના મૃતઃપ્રાય થઈ ગયેલી હોવાથી આપણે સદા ભયભીત દશામાં રહીએ છીએ, આપણે રાજકીય તેમ જ ધાર્મિક સત્તાથી ડરીએ છીએ, આપણા વિચારો દર્શાવી શકતા નથી, અને રાજકીય સત્તાથી હબકી જઈએ છીએ. હું માનું છું કે આવી રીતે વર્તવાથી આપણે તેઓનું તથા આપણું પોતાનું અહિત કરીએ છીએ. ધર્મગુરુઓ અને રાજ્યાધિકારીઓ એવું તો ન જ ઇચ્છે કે આપણે તેઓ પાસે સત્ય સંતાડવું. નિડરતા રાખવી એટલે આપણે બીજાની લાગણીને માન ન આપવું, અથવા તેનો વિચાર જ ન કરવો એમ કદિ પણ સમજવાનું નથી. ચિરસ્થાયી અને વાસ્તવિક પરિણામ પ્રાપ્ત કરવા હોય, તો આપણે અવશ્ય પહેલાં તો નિડર થવું જોઇએ. આ ગુણ ધાર્મિક જાગૃતિ વિના પ્રાપ્ત કરી શકાતો નથી.

૫. જો આપણે સમજીએ કે આપણામાં દેવ વસે છે, જે આપણા દરેક વિચાર અને કૃતિનો સાક્ષી છે, જે આપણું રક્ષણ કરે છે અને આપણને સન્માર્ગે દોરે છે, તો આપણને આખા જગતમાં ઇશ્વર સિવાય બીજા કોઇનો ભય નહિ રહે. અધિકારીઓના પણ અધિકારી પરમાત્મા પ્રત્યેની વફાદારી બીજી બધી વફાદારીના કરતાં ચડિયાતી છે, અને તેના થકી જ બીજાઓ પ્રત્યેની વફાદારી સકારણ ઠરે છે.

૬. [ દરેક પ્રાણીમાં એક જ પ્રકારનો આત્મા વસે છે. એ માન્યતાને આધારે હું કહું છું કે ] નિર્ભયતાથી અને પ્રસંગ સર વાઘની ગુફામાં રહેનારને વાઘ કદિ નહિ ખાય. ગુફામાં રહેવાનો પ્રસંગ ક્યારે હોઇ શકે તેનો વિચાર કરવાનો છે. જ્યાંસુધી ઇશ્વરનો અંશ આપણામાં છે, ત્યાંસુધી જનાવરથી કે મનુષ્યથી આપણે કદિ ડરવાનું નથી.

---

# ૧૨. મરણભય.*

૧. મરણ એ ચાલતી સ્થિતિનું અનિવાર્ય પરિવર્તન છે. તેમાં શા સારૂ ગભરાટ છૂટવો જોઇએ ? જન્મ એ પણ એ જ બનાવની નિશાની છે, તેમાં શા સારૂ જયઘોષ કરતા હોઇશું ? બન્ને સ્થિતિમાંથી આપણે પોતાને સારૂ તેમ જ સર્વ સંસાર સારૂ મુક્તિ ઇચ્છીએ છીએ. એને પરમ પુરુષાર્થ વર્ણવ્યો છે.

૨. શોકમાં સ્વાર્થની છાયા છે. જો હું મૃત્યુ માટે તૈયાર થાઉં અને આવકારદાયક પ્રસંગ તરીકે મૃત્યુને ગણું, તો મારૂં સગું મરી જાય એ કંઇ આપત્તિ નથી. મૃત્યુનો આપણને ડર લાગે છે, તેથી આપણે બીજાઓના મૃત્યુ માટે રુદન કરીએ છીએ. શરીર નાશવંત છે અને આત્મા અમર છે એમ જાણ્યા છતાં શરીર અને આત્મા છૂટા પડતાં હું શોક કેમ કરી શકું ? પણ આ સુન્દર અને આશ્વાસનભર્યા સિદ્ધાન્તમાં સાચી માન્યતા હોય, તો જ એ સ્થિતિ પ્રાપ્ત થાય. જેને આમાં શ્રદ્ધા હોય છે, તેણે શરીરનું લાલનપાલન ન કરવું ઘટે, પણ તેના નિયંતા બનવું ઘટે. તેણે પોતાની શારીરિક જરૂરિયાતો એવી રાખવી જોઇએ કે જેથી દેહ દેહી ઉપર અધિકાર ન ભોગવતાં તેના તાબામાં રહે. બીજાઓના મૃત્યુ માટે શોક ન કરવો એ લગભગ શાશ્વત શોકની સ્થિતિ વહોરી લેવા જેવું છે, કારણકે શરીર અને આત્માઓને આ સંબંધ જાતે જ શોકપ્રદ છે.

૩. એક શ્લોકમાં એવું કહ્યું છે કે સમુદ્રને કિનારે બેસી ઘાસની સળી ઉપર પાણીનું બિંદુ મૂકી સમુદ્ર ઉલેચતા માણસને જેટલી ધીરજ અને જેટલી વાર લાગે તેના કરતાં વધારે ધીરજ અને વખતની જરૂર મનને મારવામાં એટલે મોક્ષ સાધવામાં જોઇએ. ઉતાવળને આમાં સ્થાન નથી. મેં બહુ વિચાર્યું છે, તોપણ મારો યે મરણનો ભય નથી ગયો. છતાં હું અધીરો ન થાઉં, પ્રયત્નવાન્ રહું, તો કોઇક દિવસે મુક્ત થઇશ જ. પ્રયત્ન કરવાનો એક પણ લાગ ન છોડવો એ આપણું કર્તવ્ય છે. પરિણામ

* મરણભય વિષે બીજો લેખ 'રાજ્યનીતિ' ભાગમાં છે.

લાવવું કે ઇચ્છવું એ પ્રભુ આધીન છે. પછી પંચાત શાને ? માતા બાળકને ધવડાવતાં પરિણામનો વિચાર નથી કરતી. તેનું પરિણામ તો આવે જ છે. મરણભય ટાળવા—મનોવિકાર નસાડવા—પ્રયત્ન કરી પ્રફુલ્લિત રહો એટલે તે જશે. નહિ તો વાંદરાનો વિચાર ન કરવાનો વિચાર કરતાં વાંદરો વિચારમાં આવ્યા જ કર્યો એવું થશે. આપણે પાપયોનિમાંથી જન્મ્યા, પાપકર્મથી દેહાધીન થયા, તે બધા મળ તમે એક પળમાં કેમ ધોઇ શકશો ?

'સુતર આવે તેમ તું રહે,
જેમ તેમ કરીને હરિને લહે.'

એ બોધ અખા ભગતે કર્યો છે.

૪. હિંદુસ્થાનમાં મરણભય ઓછામાં ઓછો હોવો જોઈએ. આપણે આત્માને અમર માનીએ છીએ, શરીરને તો ક્ષણભંગુર જાણીએ છીએ. આત્મા પોતાના કર્મને અનુસરીને નવા દેહો ધારણ કરતો જાય છે, ત્યાં મરણનો ભય કે શોચ જ શો? બાળક મરે તોપણ તેનું કરજ આપીને મરે છે એમ માની આપણે તેથી યે કમકમાટી ન પામીએ. બાળકનું મૃત્યુ અકાળ મૃત્યુ મનાય છે એ ભ્રમણા નથી ? બધાં મૃત્યુ કાળ સર જ થાય છે એમ માનવું એ આપણો ધર્મ નથી ? મૃત્યુની પાછળ રહેલા ભ્રમોમાંથી મુક્તિ મેળવવાની આપણને ખરેખરી જરૂર છે.

૫. આનો અર્થ એવો તો નથી જ કે પુરુષપ્રયત્નને અવકાશ નથી. મૃત્યુ આજ આવો કે કાલ, તેનો ભય રાખ્યા વિના આપણે આપણો ધર્મ પાળવો, ફરજ બજાવવી એ શુદ્ધ પુરુષાર્થ છે, કેમકે તેમ ફરજ બજાવતાં આપણે અધીરાઈના દોષથી મુક્ત રહી અનેક પાપોથી બચીએ છીએ. છતાં ધર્મ પાળવામાં આળસ હોય જ નહિ એમ સમજી મૃત્યુનો છેદ ઉડાડી આપણે સતત કામ કર્યે જ જઈએ.

૬. મોત આવે તોપણ આપણે મોતથી નહિ ડરવાનો નિશ્ચય કરીએ, તો ચિંતામાં પડવાનું રહે જ નહિ. શરીર તો પડવાનું જ છે. વળી પોતાને પડવાને દહાડે જ પડે છે. તેને અનુસરીને આપણને ઇલાજો સૂઝે છે. વળી આત્મા તો અમર છે. જોકે આપણે સંબંધ તો શરીરનો જ રાખતા જણાઇએ છીએ, છતાં ખરો સંબંધ તો આત્માને વિષે જ હોવો જોઇએ. શરીરમાંથી જીવ ગયે આપણે ઘડીભર તેને સાચવતા નથી એ તો ચોક્કસ વાત છે. આમ સમજી, શરીર વિષે ઉપાયો

લીધા પછી હું તો નિશ્ચિંત રહું, અને તમે બધા રહો એમ ઇચ્છું. હવે શરીરની આવી સ્થિતિ જાણી આપણે સાધુતા અને ઉદાસીનતા પકડવી જોઈએ. સાધુતા એટલે સ્થૂળ વૈરાગ અથવા જગતમાં ભટકવું એ નહિ, પણ આ ઠેકાણે તેનો અર્થ શુદ્ધ ચારિત્ર્ય છે. ઉદાસીનતા એટલે દિલગીરી નહિ, પણ વિષયોનો અણગમો અને સંસાર વિષે નિર્મોહપણું.

૭. જેમાં હું કલ્યાણ માનું તે કરતાં જીંદગીનો ભોગ આપવો પડે, તો તેથી બીજું કુશળ મોત કયું? માણસને મરવું યોગ્ય છે, તો પછી મોતથી જીવ ઉદાસ કેમ થાય? આ દુનિયા ફાની છે, તો પછી મારો જીવ આ દુનિયામાંથી જાય તેમાં હેતુઓની ચિંતા કરવી કેમ જ ઘટે? મરણ પર્યંત મારાથી અઘટિત ન થાય એ ઇચ્છવું બસ છે, અને તેમ રખેને થઈ જાય તેની ચિંતા રાખવી ઘટે છે.

૮. વિપદને સારૂ ધૈર્યના સિવાય બીજો ઇલાજ નથી. શ્મશાનમાં સૂતાં પણ નિડર રહેવું એ કર્તવ્ય છે, પણ શ્મશાનમાં સૂવાનું શરૂ કરનાર માણસ સૂતાં જ ભયે મરી રહે એવો સંભવ છે. તેમ તમારૂં અને મારૂં હિંદુસ્થાન હાલ શ્મશાન રૂપ છે. તેમાં પથારી કરી મીરાંબાઈનો "બોલ મા બોલ મા" વિગેરેનું ભજન કરી શકીએ. એ તૈયારી કરવી ઘટે, કરવી પડે. કોઇ પણ પ્રકારે અને કોઇ પણ કાળે મળતા મોતને વધાવી લેવા જેટલું બળ દરેકમાં આવો એવું ઇચ્છું છું.

૯. રોકકળના પાપમાંથી આપણે બચી જઇએ એમ હું ઇચ્છું છું. મોતનો ડર આપણે મેલીએ, તો ઘણાં સારાં કામો કરી શકીએ. જે ધર્મના લોકોમાં મરણભય ઓછામાં ઓછો હોવો જોઈએ, તેમનામાં વધારેમાં વધારે ભય છે એવું મને ઘણી વેળા લાગી આવ્યું છે. આ વિચાર પણ મને શરમાવે છે. આત્મા અમર છે, દેહ ક્ષણભંગુર છે, કોઈ પ્રવૃત્તિ પરિણામ પામ્યા વિના રહેતી નથી, એ બધું આપણે બચપણથી શીખીએ છીએ, છતાં મોતથી શા સારૂ ડરીએ છીએ?

૧૦. આપણું શિક્ષણ એવું છે કે આત્મા નથી મરતો, નથી મારતો કે નથી મરાવતો. શરીરને 'આત્મા' માની સંભાળવાનું કહો, તો તેને શ્રી ભગવાને મોહ કહ્યો છે. હવે મારે શું સંભાળવું? હું તો આત્મા જ સંભાળીશ એટલે કે તેનું જ્ઞાન બનના પ્રયત્ને કરીશ. તેમ કરતાં દેહને જતો કરવા જેટલી તાકાત તો આવવી જ જોઈએ.

૧૧. આટલું લખાઈ જાય છે, કેમકે બહુ મનન કરતાં જોઉં છું કે આપણી કેટલીક કહેવતો અને ચાલતી શીખામણો કેવળ ધર્મવિરુદ્ધ છે. જેને સર્વોપરી પુસ્તક માનીએ છીએ, તેને વ્યવહારમાં કોરે મૂકી દઇએ છીએ.



# ૧૩. ઇંદ્રિયનિગ્રહ.

૧. હૃદય પવિત્ર હોય તો વિકારેન્દ્રિયને વિકાર પામવાપણું રહે નહિ, પણ હૃદય એટલે શું ? તે ક્યારે પવિત્ર માનવું ? હૃદય એ જ આત્મા છે, અથવા તો આત્માનું સ્થાન છે. તેમાં પવિત્રતા માનો એટલે શુદ્ધ આત્મજ્ઞાન થયું, અને તેની હયાતીમાં ઇન્દ્રિયવિકાર સંભવે જ નહિ. પણ સાધારણ માન્યતા એવી છે કે જ્યારે આપણે હૃદયને પવિત્ર કરવા મથીએ છીએ, ત્યારે તે પવિત્ર થયું ગણીએ છીએ. તમારી ઉપર મારી પ્રેમવૃત્તિ છે, તેનો અર્થ માત્ર એટલો જ કે તેવી વૃત્તિ રાખવા હું પ્રયત્નવાન્ છું. જો અખંડ પ્રેમવૃત્તિ હોય તો હું જ્ઞાની થયો. તે તો નથી. જેના પ્રત્યે મારો ખરો પ્રેમ હોય, તે મારા હેતુનો કે બોલનો અનર્થ ન કરે, તે મારી ઉપર તિરસ્કાર પણ ન જ કરે.

૨. એટલે આમાંથી આ સિદ્ધ થયું કે જ્યારે આપણને માણસ શત્રુ ગણે છે, ત્યારે દોષ પ્રથમ તો આપણો છે. આ અંગ્રેજોના આપણા પ્રસંગને પણ લાગુ પડે છે, માટે સર્વાંશે હૃદયની પવિત્રતા એ છેવટની સ્થિતિ છે. દરમિયાન જેમ આપણે પવિત્રતામાં ચડીએ, તેમ વિકારો શમે. વિકાર ઇન્દ્રિયમાં રહ્યો જ નથી. मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः। ઇંદ્રિયો એ મનોવિકારને પ્રદર્શિત થવાનાં સ્થાન છે. તે વડે આપણે મનોવિકારને ઓળખીએ છીએ.

૩. એટલે ઇન્દ્રિયોનો નાશ કરવાથી મનોવિકાર જતા નથી. પવૈયા લોકો વિકારથી ભરપૂર જોવામાં આવે છે. જન્મે નપુંસક પુરુષમાં એટલા બધા વિકારો હોય છે કે તેઓ ઘણાં અકાર્ય કરતા જોવામાં આવ્યા છે. મારી ગંધ શક્તિ મંદ છે, છતાં સુવાસ લેવાનું મન થાય છે અને જ્યારે કોઇ ગુલાબ વિગેરેની વાસની વાત કરે છે, ત્યારે મન ગધેડાની માફક તે તરફ દોરવાઇ જાય છે, અને બળાત્કારે તેની ઉપર કાબુ મેળવી શકાય છે. જ્યારે મન ઉપર કાબુ ન રહે, છતા વિચારશ્રેણી તીવ્ર હોય, ત્યારે ઇન્દ્રિય છેદન કરતા માણસોને સાંભળ્યા છે. તેવે વખતે એ કર્તવ્ય હોય એમ સંભવે છે. મારૂં મન ચલિત થયું અને મારી બહેન ઉપર કુદષ્ટિ કરૂં, મને કામ બાળે

છે, પણ હું કેવળ મૂઢ નથી બની ગયો, તે વેળાએ જો બીજો ઉપાય ન હોય, તો ઇન્દ્રિયછેદન કરી નાખવું એ પવિત્ર કાર્ય છે, એમ લાગે છે.

૪. આવું ધીમે ધીમે ચડનાર પુરુષને નથી બનતું. જેને તીવ્ર વૈરાગ્ય આવ્યો હોય, પણ જેનું ભૂત વર્તન ઠીક ન હોય, તેને બની આવે ખરું. વિકાર ઉત્પન્ન ન થાય અને ઇન્દ્રિય ન ચાલે તેને સારૂ તાત્કાલિક ઉપાય (ઇલાજ) માગવો એ વંધ્યાપુત્રને ઇચ્છવા જેવું છે. તે કામ ઘણી જ ધીરજથી થાય. જાદુઇ આંબો જેમ માત્ર જોવાનો હોય છે, તેમ તાત્કાલિક થયેલી મનઃશુદ્ધિ વિષે સમજવું. હા, એટલું બને છે. મન પવિત્ર થવા તૈયાર થયેલું હોય છે, માત્ર સંતસમાગમ રૂપી પારસમણિ શોધે છે. તે મળ્યે પોતાની પવિત્રતાનું એકાએક દર્શન કરે છે અને અપવિત્રતા એ સ્વપ્નવત્ જણાય છે. આ કંઇ તાત્કાલિક થયું ગણાય નહિ.

૫. મનને પીધેલા વાંદરાની ઉપમા આપી છે એ ખોટું નથી. આપણે બધા એક જ ખોખરા વહાણમાં છીએ. આપણે બધા અંધારામાં છીએ, અને એક જ શોધમાં છીએ. અત્યારે તો આપણે એક સાથે જોર કરી મોક્ષ આપનાર નારાયણને શોધીએ અને તે શોધમાં ભૂલ પડતાં, આથડતાં, માર ખાતાં પણ હિંમતપૂર્વક અને ધીરજ રાખી આગળ જઈએ.

૬. ઇંદ્રિયસંયમ માટે સાધારણ ઇલાજ ટૂંકામાં ટૂંકો અને તાત્કાલિક તે આ છે. એકાંત સેવન, સત્સંગ, શોધન, સત્કીર્તન, સત્વાંચન, નિરંતર શરીર મન્થન, અલ્પાહાર, ફલાહાર, અલ્પનિદ્રા, ભોગવિલાસત્યાગ આટલું જે કરી શકે, તેને મનોરાજ્ય હસ્તામલકની જેમ પ્રાપ્ત થાય. તેટલું કરવું અને બીજાનું ધ્યાન ધરવું. જ્યારે જ્યારે મનોવિકાર થાય, ત્યારે ત્યારે ઉપવાસાદિ વ્રતો પાળવાં.



# ૧૪. બ્રહ્મચર્યવ્રત.



૧. 'બ્રહ્મચર્ય અવસ્થા તે છેલ્લી સંન્યસ્ત અવસ્થા જેવી જ છે.' આ તદ્દન વાસ્તવિક છે. સત્યનું પાલન, બ્રહ્મચર્યનું પાલન, એ સામાન્ય ધર્મો છે. ગૃહસ્થોને માટે પણ બ્રહ્મચર્યપાલન એ ધર્મ છે. આ ધર્મ કેવળ સંન્યાસીને માટે નથી, સદ્દગૃહસ્થોને માટે છે. આ સાદા નિયમો ન પાળતો હોય તે સદ્દગૃહસ્થ જ નથી. આ સંસારમાં, હિંદુસંસારમાં તેમ જ મુસલમાન સંસારમાં, જો આપણે યોગ્ય રીતે રહેવું હોય, સ્વતંત્રપણે રહેવું હોય, કોઇના ગુલામ ન થવું હોય, તો આ આપણું સૌથી પહેલું કર્તવ્ય છે.

૨. 'બ્રહ્મચર્ય', એ સંસ્કૃત શબ્દ આપણને શાસ્ત્રોમાંથી મળેલો છે અને તેનો મહિમા આપણે બ્રહ્મચર્યનો જે સામાન્ય અર્થ કરીએ છીએ, તેથી અનેકગણો વધારે ગવાયેલો છે. બ્રહ્મચર્ય એટલે સર્વ ઇન્દ્રિયો ઉપર સંપૂર્ણ કાબુ. કાન, આંખ, નાક, જીભ અને ચામડી બધી ઇન્દ્રિયોનો સંયમ. જે પૂર્ણ બ્રહ્મચારી છે, તેને માટે આ સંસારમાં કશું જ અસાધ્ય નથી. પણ આ આદર્શ સ્થિતિ હોઇ તેટલે સુધી પહોંચેલા માણસો જવલ્લે જ જોવામાં આવે છે. એને ભૂમિતિમાંની સરળ રેખાની ઉપમા આપી શકાય, જે માત્ર કલ્પનામાં જ રહે છે; પ્રત્યક્ષ કદિ નથી દોરી શકાતી. આમ છતાં એ એક મહત્ત્વની વ્યાખ્યા છે, જે ભૂમિતિમાં ભારે ભાગ ભજવે છે. તે જ પ્રમાણે સંપૂર્ણ બ્રહ્મચારી ભલે કલ્પનામાં જ રહી શકતો હોય, છતાં અને આપણે જો રાતદિવસ આપણી આંખ સામે ન રાખીએ, તો આપણી સ્થિતિ સુકાન વગરના વહાણ જેવી થઇ પડે. એ કાલ્પનિક સ્થિતિને જેમ વધુ નજીક પહોંચવાનો પ્રયત્ન કરીશું, તેમ તેમ આપણે સંપૂર્ણ થઇશું.

૩. પણ આ વિશાળ અર્થને છોડી અત્યારે તો 'વીર્યરક્ષા' ના અર્થમાં જ બ્રહ્મચર્યની વાત કરવા ઇચ્છું છું. હું માનું છું કે મન, વાણી અને કર્મથી સંપૂર્ણ સંયમ પાળ્યા વિના આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત ન જ થઇ શકે, અને જે પ્રજામાં આવા સ્ત્રીપુરુષો નથી એની અધોગતિ ચોક્કસ છે. મારી માન્યતા છે કે બ્રહ્મચર્યનો ઉપયોગ કેવળ શરીર અર્થે ન જ થાય.

એ તો રૂપિયાને પૈને દામે વટાવી નાખવા જેવું થાય. બ્રહ્મચર્યનું પાલન નહિ કરનાર વ્યક્તિ મનુષ્ય મટે છે. પશુ તો સ્વભાવે બ્રહ્મચર્યનું પાલન કરે છે. તેને સ્વાદ નથી, તેને ઇન્દ્રિયોનો વિલાસ નથી. પશુ મર્યાદિત રહે છે: એટલે બ્રહ્મચર્યનું પાલન નહિ કરનારને ઘણી વેળા પશુની ઉપમા આપવામાં આવે છે એમાં પશુનું અપમાન રહેલું છે.

૪. બ્રહ્મચર્યનું ખંડન કરનાર પુરુષ છેવટે નપુંસક બને છે, અને તેથી જ આપણે છાપાંઓમાં આપણી શરમની નિશાની રૂપે વીર્યવર્ધની દવાઓની બધી ભાષાઓમાં મોટી જાહેરખબરો જોઇએ છીએ. એવડી મોટી જાહેરખબરો પોષાય છે એ જ આપણું દુર્દૈવ સૂચવે છે. બ્રહ્મચર્ય એ મનુષ્ય જાતિનો પણ સ્વભાવ જ છે. આત્માનો તો છે જ. બ્રહ્મચર્ય નહિ પાળનારનો આત્મા મૂર્છિત છે. જાગ્રત આત્માવાળો પોતાના શરીરનો અતિશય મેલો અને દુઃસહ પરિણામ લાવનારો ઉપયોગ કદિ ન કરે. ઉન્નત વિચાર માત્રથી બ્રહ્મચર્યનું પાલન તદ્દન શક્ય અને સહેલું છે. પણ જ્યારે મનુષ્યને મેલા વિચાર આવે છે, ત્યારે તે ઘેલો બને છે. તે શરાબ પીધા વિના મૂર્છિત થાય છે અને બેભાન સ્થિતિમાં મેલી ક્રિયામાં સુખ માને છે, અને ક્ષણિક સુખ ભોગવ્યા પછીનો કડવો અનુભવ ભૂલી જઈ પાછો તેનો તે જ બને છે.

૫. નિર્દોષ અવસ્થામાં એટલે માત્ર બાર વર્ષની ઉમ્મર સુધી જ મોજમઝા ભોગવાય છે. છોકરો પાકી ઉમ્મરનો થયો કે તરત જ તેણે તો જોખમદારી સમજતાં શીખવું જોઇએ. આ વય પછી દરેક જણે આચારવિચારમાં [ જે વ્રતો વિષે અહિં કહેવામાં આવ્યું છે તેના પાલનમાં વધારે સાવચેત રહેવાનું છે, અને વધારે સંયમ પાળવાનો છે. ] આ કામ કંટાળો ઉપજાવે એવા અભ્યાસની પદ્ધતિએ નહિ, પરંતુ સ્વાભાવિક વિનોદ તરીકે થવું જોઇએ.

૬. બ્રહ્મચારી દુર્બળ હોય જ નહિ. તેનું મન, તેનું શરીર, તેનો આત્મા ધાર્યું કામ આપે છે. બ્રહ્મચારીને પશુબળની આવશ્યકતા નથી. બ્રહ્મચારીમાં શારીરિક કષ્ટની બરદાસ કરવાની અપરિમિત શક્તિ હોય છે. બ્રહ્મચારીનું શરીર થાકતું જ નથી, એમ કહીએ તો ચાલે. એવા બ્રહ્મચારી જવલ્લે જ જોવામાં આવે છે.

૭. હિંદુસ્થાન ઉષ્ણ દેશ હોવાથી આપણે ત્યાંની છોકરીઓ વહેલી વયમાં આવે છે એ ખોટો વહેમ છે. હું હિંમતથી કહું છું કે હવાપાણીને યુવાવસ્થાની જોડે કશી લેવાદેવા નથી. અકાળે જુવાની આવી જાય છે, તે આપણાં કુટુંબોમાં આજે જે માનસિક અને નૈતિક વાતાવરણ પ્રવર્તે છે તેને કારણે છે. માતાઓ અને ઘરનાં વડિલો નિર્દોષ છોકરાંઓનાં મન ઉપર બચપણથી જ અમુક વર્ષની ઉમ્મરે પહોચતાં જ પરણવા અગર સાસરે જવું પડવાની વાત ઠસાવવાને પોતાનો ધર્મ સમજે છે. બચપણથી જ, ક્યાંક ક્યાંક તો પારણામાંથી જ, એમનાં સગાઈ વેવિશાળ કરી દેવામાં આવે છે.

૮. એમને જે રીતે તૈયાર કરેલો ખોરાક ખવડાવવા પીવડાવવામાં આવે છે, જે રીતે એમને પહેરાવવા ઓઢાડવામાં આવે છે, એ બધું એમનામાં વિકારોને વહેલા જાગ્રત કરવામાં મદદ કરનારું હોય છે. આપણી પોતાની લ્હાવો લેવાની બળતરા તૃપ્ત કરવા અગર આપણા મિથ્યાભિમાનને સંતોષવાની ખાતર આપણે છોકરાંઓને પૂતળાં પૂતળીઓની જેમ શણગારીએ છીએ. આનું સ્વાભાવિક પરિણામ એક જ આવેઃ અકાળ યૌવન, અકાળ સંતતિ, અકાળ મૃત્યુ. માબાપના વર્તનનો વસ્તુપાઠ શીખવામાં છોકરાં વાર લગાડતાં નથી. તેમના સ્વચ્છંદ છોકરાંઓને પૂરેપૂરાં નિરંકુશ બનવાને દાખલાની ગરજ સારે છે.

૯. બ્રહ્મચારીને વ્યાયામ સામાન્ય હોય છે. તેને ખુલ્લી હવાની પૂરી જરૂર છે. મેલી હવાથી શરીર જેટલાં નબળાં થાય છે, તેટલાં નબળાં ભાગ્યે બીજી બાહ્ય અસરોથી થતાં હશે. સામાન્ય ચાલે, ટટાર શરીરે, દૃષ્ટિ ભોંય ભણી રાખીને શાંત ચિત્તે એકાંત સ્વચ્છ સ્થાનમાં ચાલતા જવું. તે દરમિયાન જેમ ફેફસાં સ્વચ્છ હવાથી સાફ થતાં જાય, તેમ જ સ્વચ્છ વિચારોથી હૃદયના અને મગજના મેલો જો મનુષ્ય કહાડતો જાય, તો તે શરીરે અને મને બળવાન્ થાય જ.

૧૦. બ્રહ્મચારી મિતાહારી જ નહિ, પણ અલ્પાહારી પણ હોવો જ જોઈએ. તેનું શરીર પ્રવૃત્ત રહેતું છતાં ઓછામાં ઓછું ક્ષીણ થાય છે, તેથી તેને ઓછામાં ઓછા ખોરાકની જરૂર પડે છે. ખોરાકમાં મસાલા અને મિષ્ટાન્નોનો ત્યાગ આવશ્યક છે. જેને આપણે ભારે ખોરાકો કહીએ છીએ, તે ત્યાજ્ય છે. જેને માનસિક કામ ઘણું છે તેને કઠોળ વેરી છે.

ઘઉં દૂધ અને કંઇક લીલોતરી અને બને તો લીલું ફળ એ ઉપરાંત ભાગ્યે જ બીજી વસ્તુની જરૂર હોય.

જેઓ પ્રજાની સેવા કરવા ઇચ્છે છે, અથવા જેઓને ખરા ધાર્મિક જીવનની ઝાંખી કરવાની ઉમેદ છે, તેઓ પરણેલા હોય કે ન હોય, તોપણ તેઓએ બ્રહ્મચારી જીવન ગૂજારવું જોઇએ. લગ્ન સ્ત્રીને પુરુષ સાથે વધારે ગાઢ સંબંધમાં લાવે છે, અને તેઓ બંને વિશિષ્ટ અર્થમાં મિત્ર બને છે. તેઓનો વિયોગ કદિ સંભવતો નથી. પણ હું નથી ધારતો કે આપણી લગ્નની કલ્પનામાં કામને અવશ્ય સ્થાન હોવું જોઇએ.



# ૧૫. સ્વાદેંદ્રિયનિગ્રહવ્રત.



૧. જે માણુસ પોતાનામાં રહેલી પાશવવૃત્તિ જીતવા માંગે છે, તે જો પોતાની જીભને વશ રાખે, તો તેમ તે સહેલાઇથી કરી શકે છે. મને લાગે છે કે પાળવાનાં વ્રતોમાં આ એક ઘણું કઠણુ વ્રત છે. મેં મદ્રાસના એક હોસ્ટેલમાં ઘણાં રસોડાં જોયાં. તે રસોડાં કંઈ જ્ઞાતિબંધનના નિયમો જાળવવા માટે નહોતાં કરવામાં આવ્યાં, પરંતુ જૂદા જૂદા સ્થળેથી આવેલા લોકોને પોતાને અનુકૂળ અને પૂરતો સ્વાદ મળે, માટે તેટલાં બધાં રસોડાં રાખવાની જરૂર જણાઇ હતી. હું તમને એમ જણાવવા માગું છું કે આ તો સ્વાદ ઉપર સ્વામિત્વને બદલે કેવળ તેની ગુલામગીરી છે.

૨. હું એટલું જ કહીશ કે જ્યાંસુધી આપણે આપણાં મનને આ ટેવમાંથી નહિ છોડાવીએ, જ્યાંસુધી આપણે વ્હા કાફીની દુકાનો અને આ બધાં રસોડાં ઉપરથી આપણી નજર નહિ ખસેડીએ, જ્યાંસુધી આપણાં શરીરની સારી તંદુરસ્તી જાળવવા માટેના જરૂરી ખોરાકથી આપણે સંતોષ નહિ માનીએ, જ્યાંસુધી માદક અને ગરમ મસાલાઓ જે આપણે આપણા ખોરાકમાં મેળવીએ છીએ તે છોડી દેવાને આપણે તૈયાર નહિ થઇએ, ત્યાંસુધી આપણે આપણામાં રહેલી વધારે પડતી, બીનજરૂરી, અને ઉશ્કેરે તેવી ગરમી ઉપર કાબુ કદિ મેળવી શકીશું નહિ. આપણે આમ નહિ કરીએ, તો સ્વાભાવિક રીતે પરિણામ એ આવશે કે આપણે આપણને ઉતારી પાડીશું, અને આપણને સોંપવામાં આવેલા પવિત્ર દેહનો પણ ગેરઉપયોગ કરીશું, અને પશુ અને જડ કરતાં પણ ઉતરતી કોટિના બનીશું.

૩. ખાવું, પીવું અને કામ ઉપભોગ કરવો એ આપણા અને પશુ વચ્ચે સમાન છે, પરંતુ તમે કદિ એવી ગાય કે ઘોડો જોયો છે કે જે આપણી પેઠે સ્વાદમાં લંપટ બન્યાં હોય છે? શું તમે એમ માનો છો કે આ સંસ્કૃતિનું ચિહ્ન છે? શું ખરા જીવનની આ નિશાની છે કે આપણે આપણી ખાવાની વસ્તુઓ એટલી બધી વધારી મૂકવી કે આપણે ક્યાં છીએ તેનો પણ પત્તો આપણને ન રહે? અને એક પછી એક પકવાનો શોધતા રહેવાં કે જેને

અંતે આપણે સાવ ગાંડા બની જઇએ અને આ પકવાનો વિષે છાપાઓમાં આવતી જાહેરખબરો વાંચવા આપણે દોડીએ ?

૪. અલુણાની ફરજ કોઇને ન હોય, પરંતુ જલદ મસાલા, વ્યસનો, મિષ્ટાન્નો, મહા સ્વાદિષ્ટ ભોજન, ચ્હા, કોફી વિગેરે વસ્તુઓ બધાને ત્યાજ્ય છે. વિષય, ચોરી, અસત્ય, મોડું ઉઠવું બધાને ત્યાજ્ય છે. સંયમ એટલે અલુણું કરવું એમ ન સમજતા તમે બે દહાડાનો સૂકો રોટલો અને મીઠાની કણી ખાઇને જીવન ગૂજારો તે હું અનેક પ્રકારના મેવાના સ્વાદ કરૂં તેના કરતાં ઘણું ઉંચું હોઈ શકે છે. તમે શા હેતુથી સૂકો રોટલો ખાઓ છો અને હું શા હેતુથી મેવાદિ ખાઉં તેની ઉપરથી કાર્યની શુદ્ધતાનો નિર્ણય થાય.

૫. જો શાસ્ત્રોએ સ્વાદ જીતવા ઉપર ભાર દીધો જ હોય, તો હવેલીમાં દરેક બહાને મિષ્ટાન્ન ભોજન નહિ હોત. દરેક વાર ઘી ગોળનાં સીધાં આપવાનું નહિ હોત. બ્રહ્મભોજન પણ નહિ હોત. હાલ ઋષિઓ કે સાધુઓ પણ સ્વાદેન્દ્રિયને જીતતા નથી, પણ તેનાથી જીતાયેલા જોવામાં આવે છે. આ વાત બહુ વિસ્તારવાળી છે. એબ કહાડવા ખાતર આવું બોલીએ, તો પાપી બનીએ. પણ આપણો અને પારકાનો ઉપકાર એ જ જ્યાં મુખ્ય વાત છે, ત્યાં ગમેતેવા માન્ય પુરુષો હોય તેને વિષે પણ જે અપૂર્ણતા જોઇએ તે વિચારવી એ આપણી ફરજ છે.



# ૧૬. અસ્તેય અને અપરિગ્રહ વ્રત.

૧. अस्तेय એટલે ચોરી ન કરવી. હું એમ કહેવા ઇચ્છું છું કે આપણે બધા એક રીતે ચોર છીએ. મારા તરતના ઉપયોગ માટે જેની મને જરૂર ન હોય એવી વસ્તુ જો હું લઉં, અને મારી પાસે રાખી મૂકું, તો હું તેની બીજા કોઈ પાસેથી ચોરી કરૂં છું.

૨. હું એમ કહેવા માગું છું કે અપવાદ વિના સૃષ્ટિનો આ મૂળ નિયમ છે કે સૃષ્ટિ આપણી જરૂરિયાતો પૂરી પાડવા જેટલું દરરોજ ઉત્પન્ન કરે છે, અને જો દરેક જણ પોતાને જરૂર જોઈતું લે અને વધારે ન લે, તો આ દુનિયામાં ગરીબાઈ ન રહે અને આ દુનિયામાં કોઈ પણ માણસ ભૂખમરાથી ન મરે. આપણામાં આ અસમાનતા ચાલુ છે એનો અર્થ એ કે આપણે ચોરી કરીએ છીએ.

૩. આપણામાંની જે વ્યક્તિઓ અન્ધકારમાંથી પ્રકાશમાં જવા ઇચ્છે છે, તેઓએ તો અસ્તેયવ્રત પાળવાનું છે. હું કોઈ પાસે પોતાનો કબજો છોડાવવા નથી માગતો. મારા કરતાં બીજા કોઈ પાસે વધારે હોય તો ભલે, પરંતુ મારૂં પોતાનું જીવન વ્યવસ્થિત કરવા માટે તો હું જણાવીશ કે જેની મને જરૂર નથી તે હું મારી પાસે રાખી ન શકું. હિંદમાં ત્રણ કરોડ માણસો એવાં છે કે જેઓને એક ટંકના ભોજનથી જ સંતોષ માનવો પડે છે, અને તે પણ કેવળ સૂકા રોટલો અને ચપટીભર મીઠાથી. જ્યાંસુધી આ ત્રણ કરોડને પૂરતાં વસ્ત્ર અને ખોરાક નથી મળ્યાં, ત્યાંસુધી તમને અને મને આપણી પાસે જે કંઈ હોય તે રાખવાનો હક્ક નથી. તમે અને હું વધારે સમજીએ છીએ; એટલે આપણે આપણી જરૂરિયાતોમાં ઘટતો ફેરફાર કરવો જોઇએ, અને સ્વેચ્છાથી ભૂખમરો પણ વેઠવો જોઇએ કે જેથી તેઓની માવજત થાય, તેઓને ખવડાવાય અને વસ્ત્ર પહેરાવાય.

૪. આમાંથી એની મેળે જ अपरिग्रहव्रत ઉદ્‌ભવે છે. [ અશુ વસ્તુઓનો ઉપયોગ નહિ કરવો એટલું જ બસ નથી. પણ જેની જરૂર શરીરના તાત્કાલિક પોષણ તથા રક્ષણ સારૂ નથી, તેનો સંગ્રહ પણ ન

કરી રાખવો એ અપરિગ્રહવ્રતનો અર્થ છે. આપણને અત્યારે એક જ કામળીનો ઉપયોગ હોય, પણ ભવિષ્યમાં બીજીની જરૂર પડશે એમ માની અપરિગ્રહવ્રત પાળનાર બીજી કામળી ન સંઘરી રાખે. આમ ઝીણી ઝીણી બાબતમાં પણ નિત્ય વિચાર કરી પોતાનું જીવન ઉત્તરોત્તર સાદું બનાવવા આ વ્રતધારી પ્રયત્ન કરે. ]

૫. અપરિગ્રહવ્રત પાળવામાં મુખ્ય ધ્યાનમાં રાખવાનું એ છે કે ન જોઈતું કંઈ પણ ન સંઘરવું. ખેતી કરતાં બળદ હશે, તો બળદ તથા તેમને લગતો સામાન સંઘરીશું. દુષ્કાળનો ભય સદા હશે, ત્યાં દાણા સંઘરીશું. પણ બળદની કે દાણાની જરૂર છે કે નહિ એ સવાલ હમેશાં પૂછીશું. બધા યમો આપણે વિચારદશાએ પાળવાના છે. એટલે તેમાં દૃઢતા દિવસે દિવસે વધતી જશે અને નવા ત્યાગો સૂઝતા જશે. ત્યાગની હદ જ નથી. જેમ વિશેષ ત્યાગ થશે, તેમ આત્માનું દર્શન વિશેષ કરીશું. મનની ગતિ પરિગ્રહના ત્યાગ તરફ હશે અને શરીરશક્તિ મુજબ ત્યાગ કરીશું, એટલે અપરિગ્રહવ્રત પાળ્યું ગણાશે.

૬. તેમ જ અસ્તેય વિષે. અપરિગ્રહમાં ન જોઈતી વસ્તુના સંગ્રહનો સમાસ થાય છે. અસ્તેયમાં તેવી વસ્તુના ઉપયોગનો સમાસ છે. મને એક પહેરણથી શરીર ઢાંકવાનું બને, છતાં હું બે પહેરૂં તો બીજાની મેં ચોરી કરી છે, કેમકે જેનો ઉપયોગ બીજા કરી શકત તે પહેરણ મારૂં ન કહેવાય. જો હું પાંચ કેળાંથી મારો નિર્વાહ ચલાવી શકું, તો મારે છઠ્ઠું ખાવું તે ચોરી છે. ધારો કે આપણે બધાને જરૂરનાં જાણી ૫૦ લીંબુનો પરિગ્રહ રાખ્યો. મને માત્ર બેની જરૂર છે, પણ વધારે છે, તેથી હું ત્રીજું લઉં છું. તે ચોરી થઇ.

૭. આમ વિશેષ ઉપયોગ એ અહિંસાવ્રતનો પણ ભંગ કરે છે. જો અસ્તેય ભાવનાથી ઉપયોગ ઘટાડીએ, તો આપણામાં ઉદારતા વધે. જો અહિંસાભાવનાથી ઉપયોગ ઓછો કરીએ, તો દયાભાવના વધે. પ્રાણી—જીવ—માત્રને હમેશાં આપણે અભયદાન આપીએ, તેમાં દયા-પ્રેમનું ચિંતવન રહ્યું છે. તે ચિંતવન જે કરશે તેની સામે સ્વપ્ને પણ કોઈ જીવ નહિ થાય એ શાસ્ત્રનો ખાસ નિશ્ચય છે, મારો અનુભવ છે.

---

# ૧૭. દયાધર્મ.



૧. આપણે પોતે અગવડ ભોગવી લઈએ, જેથી બીજાની સગવડ સચવાય. આપણને જે ઘડીએ જે ઇચ્છા થઈ તેનો તરત જ અમલ કરી દેવો, તેની અસર દુનિયા ઉપર શી થશે તેનો વિચાર ન કરવો, એ સંયમ *નહિ કહેવાય. તે સ્વચ્છંદ છે. તે દૈવી પ્રવૃત્તિ નથી,* પણ *રાક્ષસી પ્રવૃત્તિ* છે. જ્યાં અવ્યવસ્થા એ જ વ્યવસ્થા હોય તે રાક્ષસી પ્રવૃત્તિ. જ્યાં અવાજો જ થયાં કરતા હોય, કોઈનો વિચાર ન હોય, કોઈની મર્યાદા ન હોય તે રાક્ષસી પ્રવૃત્તિ. કોઈ એવું વિશેષ ચિહ્ન નહિ બતાવી શકાય, જે જોઈએ તો રાક્ષસી પ્રવૃત્તિને ઝટ ઓળખી લઈએ. દરેક પ્રવૃત્તિ હંમેશાં મિશ્રિત હોય છે. જ્યાં હૃદયમાં મોટે ભાગે અશાંતિ પ્રવર્તતી હોય, જ્યાં અશાંતિની જ મૂર્તિ ખડી થતી હોય, તેવી પ્રવૃત્તિને રાક્ષસી પ્રવૃત્તિ કહીએ.

૨. રાક્ષસી શબ્દ હું બહુ વાપરું છું, તેથી તે વાપરવો મને ગમે છે એમ નથી. બધી દુનિયા ભલે તેમ માની લે, મારો પોતાનો આત્મા સાક્ષી પૂરે છે કે એ શબ્દના મારા ઉપયોગમાં દયા સિવાય બીજું કંઈ જ નથી. તેમાં દ્વેષ નથી. તેમાં રોષ નથી. હું વસ્તુને જે પ્રકારે જોઈ રહ્યો છું, તે જ પ્રકારે તેને ચિતરી રહ્યો છું. તેમાં હું દયાધર્મ પાળી રહ્યો છું.

૩. અત્યારે હિંદુસ્થાનમાં જે કામ આપણે કરી રહ્યા છીએ, તેમાં પણ દયાધર્મ જ રહેલો છે. એ કામ આપણે રોષથી નથી કરતા. વસ્તુસ્થિતિ એવી આવી પડેલી છે કે આપણને રોષનાં જબરાં કારણો મળેલાં છે, આપણે અત્યંત દૂભાયા છીએ. તે વખતે પણ એ વિચાર આપણામાં રહ્યો છે કે દૂભવનાર સાથે આપણે કેમ વર્તવું, જેથી તેમને આપણે સામા ન દૂભવીએ; આપણે કઇ રીતે તેમનું પણ સારૂ કરી શકીએ. અસહકારનું મૂળ દયામાં રહેલું છે, રોષમાં નથી. રખે આપણે પોતે ભૂલતા હોઇએ એમ ધારીને આપણે સામા પર રોષ કરતા નથી. તેનાથી જાતે જ ભગીએ છીએ.

૪. એમ ભાગવાથી ગંભીર પરિણામ જરૂર આવે છે. એથી જે પુરુષો સાથે કે સંસ્થા સાથે આપણે અસહકાર કરીએ છીએ, તે સંસ્થા ચલાવનાર પુરુષોને આઘાત તો જરૂર પહોંચે છે, પણ દયાધર્મનો અર્થ કોઇ સ્થળે આઘાત કરવો જ નહિ એવો નથી. આપણા પોતાના સત્કાર્યથી, કર્તવ્યપાલનથી બીજાને દુઃખ થતું હોય, તો તે વહોરીને પણ સત્કાર્ય કરવું એમાં જ ખરો દયાધર્મ છે.

૫. પતંજલિ ભગવાને દયા આદિનું મહત્ત્વ એવું બતાવ્યું છે કે તેનો વિચાર કરતાં પણ રસના ઘુંટડા આવે છે. મૂળ વાત એ છે કે આપણામાં બીક ઘર કર્યું છે, તેથી સત્ય, દયા વિગેરે ગુણો ખીલી શકતા નથી. તે પછી માનીએ છીએ કે દયા કંઇ ક્રૂર માણસો ઉપર કામ કરતી નથી. દયા ખાય તેની ઉપર આપણે દયા ખાઇએ એ તો દયા નથી, પણ દયાનો બદલો છે.

૬. ઘણી વાર કહીને લખી ગયો છું કે મેં ઘણાનાં જીવનમાંથી ઘણું લીધું છે, પણ સૌથી વધારે કોઇના જીવનમાંથી મેં ગ્રહણ કર્યું હોય, તો તે કવિશ્રી રાયચંદ્રભાઇનો* જીવનમાંથી. દયાધર્મ પણ હું તેમના જીવનમાંથી

---

* શ્રીમદ્ રાયચંદ્ર રવજીભાઈ શતાવધાની કવિનો જન્મ કાઠિયાવાડના વવાણિયા ગામમાં ૧૮૬૭ માં થયો હતો. તેઓએ નાનપણથી જ અદ્‌ભુત સ્મરણશક્તિ અને કવિતા પ્રત્યે અનુરાગ બતાવ્યાં હતાં.

૨૧ મા વર્ષે તેમણે ધંધામાં પ્રયાણ કર્યું, અને ઘણા ટૂંક વખતમાં એક આહોશ ઝવેરી તરીકે નામના મેળવી. વર્ષમાં કેટલાક મહિનાઓ તો પોતે મુંબઈ છોડી ચાલ્યા જતા અને ગુજરાતના વનોમાં એકાંતવાસ ગાળતા.

બત્રિશ વર્ષની વયે તેમની શારીરિક પ્રકૃતિ નબળી પડી, અને એક વર્ષ ઉપરાંતની માંદગી ભોગવી ૧૯૦૧ માં તેઓ શાંતિથી કાળશરણ થયા.

છૂટીછવાયી કવિતા સિવાય મોક્ષમાલા, આત્મસિદ્ધિશાસ્ત્ર, પંચાસ્તિકાય, વિગેરે ગ્રન્થો તેમણે લખ્યા છે. તેમની માનસિક શક્તિઓ અદ્‌ભુત રીતે ચમત્કૃતિવાળી હતી, તેમ જ તેમના ચારિત્ર્યની નૈતિક ઉન્નતિ ચકિત કરાવનાર હતી.

રાયચંદ્રભાઈ પ્રત્યે મહાત્માજીનો કેવો અનન્ય પૂજ્યભાવ હતો તે મહાત્માજીના પોતાના ઉચ્ચારેલા નીચેના શબ્દોથી જણાશે:—

"મારા જીવન પર શ્રીમદ્ રાયચંદ્રભાઈનો એવો સ્થાયી પ્રભાવ પડયો છે કે જેનું હું વર્ણન કરી શકતો નથી. એમના સંબંધમાં મારા બહુ ભારે વિચાર છે. હું કેટલાક વર્ષોથી ભારતમાં ધાર્મિક પુરુષની શોધમાં છું; પરંતુ મેં ભારતમાં એવા કોઈ ધાર્મિક પુરુષ આજ સુધી નથી જોયા કે જે શ્રી રાયચંદ્રભાઈની પ્રતિસ્પર્ધામાં ઉભા રહી શકે.

શીખ્યો છું. એવું એક પણ કાર્ય નહિ હોઇ શકે કે જેમાં કોઇને જ આઘાત પહોંચતો ન હોય, પણ આ આઘાત દયાથી થયેલો હોવો જોઇએ. આ આઘાતની બે શરતો છેઃ—

(૧.) સામાને આઘાત પહોંચે તેના કરતાં આપણને વધારે પહોંચે, તો જ આપણે તેવું કાર્ય કરીએ.

(૨.) આપણો હેતુ શુભમાં શુભ હોય, તેમાં સામાનું કલ્યાણ જ આપણા મનમાં હોવું જોઇએ.

૭. આપણે માની લઇએ કે મારો દીકરો દારૂ પીએ છે, બીડી પીએ છે, વ્યભિચારી છે. તે મારી પાસે પૈસા માગે છે. આજસુધી તો તેણે માગ્યા તેમ મેં આપ્યા, કારણ હું આંધળો બાપ હતો, પણ મારે પોતાને તો દારૂ—બીડી ન જ પીવાં જોઈએ, વ્યભિચાર ન જ કરવો જોઇએ, વળી બીજાને યે તેમાંથી ઉગારી લેવા જોઇએ. એટલે મારો ધર્મ છે કે હું મારા દીકરાને પૈસા ન આપું. તેના હાથમાં દારૂની પ્યાલી જોઉં, તો મારે તે ઝૂંટવી લેવી જોઇએ. મને ખબર પડે કે અમુક પેટીમાં તે દારૂ રાખે છે, તો મારે તે પેટી બાળી નાખવી જોઈએ. બાટલી દેખું, તો મારે તે ફોડી નાખવી જોઇએ. એમ કરવાથી છોકરાને તો જરૂર આઘાત પહોંચશે. મને એ ક્રૂર બાપ માનશે. દયાધર્મ સમજનાર બાપ પુત્રને આઘાત પહોંચે તેથી ડરતો નથી, પુત્રના શાપથી ગભરાતો નથી. દયાધર્મ–પરોપકાર ધર્મ–એવા પ્રસંગમાં સૂચવે છે કે તેના હાથમાંથી દારૂની બાટલી છીનવી લેવી. બળાત્કાર કરીને તેના હાથમાંથી હું તે પડાવી ન લઉં, પણ મને ખબર પડે કે ઘરમાં અમુક ઠેકાણે તે દારૂ રાખે છે, તો ત્યાંથી લઇને હું તેને જરૂર ફોડી નાખું.

૮. સામાન્ય વસ્તુમાં કોઇને નકામા ન દૂભવીએ, દયાધર્મનું નામ લઈ બીજાને નાની વાતમાં પણ ટોકવા ન બેસી જઇએ, એ દયાધર્મનું

---

તેઓમાં જ્ઞાન, વૈરાગ્ય, અને ભક્તિ હતાં. ઢોંગ, પક્ષપાત અને રાગ દ્વેષ ન હોતા. તેઓમાં એક એવી મહતી શક્તિ હતી કે જેની દ્વારા તેઓ પ્રાપ્ત થયેલા પ્રસંગનો પૂર્ણ લાભ લઈ શકતા હતા. તેઓના લેખો અંગ્રેજ તત્ત્વજ્ઞાનીઓના અપેક્ષાએ ઘણા વિચક્ષણ, ભાવનામય અને આત્મદર્શી છે. યુરોપના તત્ત્વજ્ઞાનીઓમાં ટૉલ્સ્ટૉયને હું પહેલી શ્રેણીના અને રસ્કીનને બીજી શ્રેણીના વિદ્વાન્ તરીકે માનું છું, પરંતુ શ્રીમદ્ રાયચંદ્રભાઈનો અનુભવ આ બન્ને કરતાં ઘણો વધી જાય છે."

સરસમાં સરસ માપ છે. આ સામાન્ય માપ સમજીએ, તો પૂરી સમજણ પડતી ન હોય તેવું ઘણું આપણે લોકલજ્જાએ જ કરી લઇએ. ખાદી શામાટે પહેરવી એ હું સમજી શકતો ન હોઉં, ઝીણી મલમલ મને ગમતી હોય, તો પણ જે સમાજમાં હું રહું છું તે બધા ખાદી પહેરે છે, અને ખાદી પહેરવામાં કંઇ અધર્મ કે ખોટું નથી, તેથી સમાજમાં જે થાય છે તે હું કરૂં.

૯. મુંબઇમાં એક વાર હું અને કવિ શ્રી રાયચંદ્રભાઇ દયાધર્મની વાતો કરતા હતા. ચામડું વાપરવું જોઇએ કે નહિ તેનો વિચાર ચાલતો હતો. અમે બન્નેએ છેવટે માની લીધું કે ચામડા વિના તો ન જ ચલાવી શકાય. ખેતી જેવા ઉદ્યોગ તો ચાલવા જ જોઇએ; પણ કંઇ નહિ તો ચામડું માથે તો ન જ પહેરીએ. હું તો મૂળથી જ જરા શકરો રહ્યો. મેં પૂછ્યું કે તેમને માથે ટોપીમાં શું છે? એ પોતે તો આત્મચિંતનમાં લીન રહેનારા હતા. પોતે શું પહેરે છે, શું ઓઢે છે એના વિચાર કરવા બેસતા નહિ. માથે ટોપીમાં ચામડું છે એ તેમણે જોયેલું નહિ, પણ મેં બતાવ્યું કે તરત તેમણે ટોપીમાંથી ચામડું તોડી કહાડ્યું. મને કંઈ એમ નથી લાગતું કે મારી દલીલ એટલી સજ્જડ હતી કે તેમને સોંસરી ઉતરી ગઇ. તેમણે તો દલીલ જ કરી નહિ. તેમણે વિચાર્યું કે આનો હેતુ સારો છે, મારી તરફ પૂજ્યભાવ રાખે છે, તેની સાથે ચર્ચા શું કામ કરૂં? તેમણે તો તરત ચામડું ઉતરડી નાખ્યું, અને ફરી પાછું કદિ ચામડું માથે પહેર્યું નહિ હોય એમ માનું છું. પણ કોઇ જો આજે એમ કહેતો આવે કે ત્યાર પછી તેણે તેમને ચામડાવાળી ટોપી પહેરતા જોયા હતા, તોપણ મને તેમાં આઘાત ન પહોંચે. હું ફરીથી તેમની પાસે પહોંચું, તો તે ફરીથી તરત જ પાછું ચામડું ઉતરડી નાખે. તેમનું એમાં ચિત્ત ન હોય એટલે રહી ગયું હોય.

૧૦. મહાપુરુષમાં મિથ્યાભિમાન નથી હોતું. બાળક પાસેથી પણ તે શીખી લેવાને તૈયાર હોય છે. મોટા માણસો નાની બાબતોમાં મતભેદ ન રાખે. નાની નાની બાબતોમાં જે દયાધર્મને બહાને મતભેદ રાખ્યા કરે, આત્મનાદની વાતો કરવા બેસે, તેને બહુ કહું છું કે આત્માનો નાદ છે જ નહિ, અથવા તો પશુની જેમ તેનો આત્મા સૂતેલો છે. મનુષ્યોમાં ઘણો ખરો તો આત્મા ઉંઘતો જ હોય છે. મનુષ્યમાં અને પશુમાં ભેદ એટલો છે કે મનુષ્યનો આત્મા પૂરેપૂરો જાગી શકે છે. જો આપણે નવાણું પ્રસંગોમાં

નિયા સાથે ચાલતા હોઇએ, તો એક પ્રસંગમાં તેને કહી શકીએ કે આ મે ઠીક નથી કરતા. જન્મ્યો ત્યારથી દુનિયા સાથે જે વેર બાંધીને બેસે , તે પ્રેમ બતાવી કેમ શકે ?

૧૧. ઘણા પ્રસંગોમાં તો આપણે જડ હોઇએ તેમ જ વર્તવું જોઇએ. દ્ધ જડમાં અને ચૈતન્યમાં નહિ જેવો જ ભેદ છે. જગત્ બધું જડ રૂપે જ ખાય છે. આત્મા તો કોઇક વાર જ પ્રકાશે છે. અલૌકિક પુરુષનો એવો વહાર હોય છે.

૧૨. અસહકારની પ્રવૃત્તિ ધર્મ છે. જેના આત્મામાં દયાધર્મ વસે છે, તેનાથી આમાં પડ્યા વિના રહેવાય જ નહિ. આમાંથી રાજ્યપ્રકરણી, આર્થિક, ઇત્યાદિ પરિણામો ભારે સુંદર આવવાનાં તે તો છે જ, પણ ાથી સુંદર પરિણામ તો એ આવશે કે આ પ્રવૃત્તિથી ઘણા ઉગરી જશે; ણા મોક્ષને લાયક થઇ જશે.

૧૩. જ્યારે પુણ્યને સરળ માર્ગ મળતો નથી, પણ મોટાં ખીણો અને ર્વતો ઓળંગવા પડે છે, ત્યારે આપણે તેને કલિકાળ કહીએ છીએ. તે ખતે જગતમાં પુણ્ય બહુ જોવામાં આવતું નથી. ઠેકાણે ઠેકાણે પાપ ખાય છે. પાપ પુણ્યને નામે ચાલ્યાં કરે છે. તેવી સ્થિતિમાં દયાધર્મનું ાલન કરવા ઇચ્છીએ, તો આપણો આત્મા ક્લેશથી ઉભરાઇ જવો જોઇએ. મેમ લાગવું જોઇએ કે આવી સ્થિતિમાં જીવવું તે કરતાં દેહ જર્જરિત થઈ જાય, પડી જાય તે વધારે સારૂં. જગતના તાપનું દર્દ એ દયાધર્મની નેશાની છે.

૧૪. દરેક પ્રકારે પેદા થયેલા જીવોને આપણે અસંખ્ય ઉપાયો યોજીને વતા જ રાખવા એ જીવદયાનો વિષય છે એવું કોઇ પણ રીતે સિદ્ધ નથી ઇ શકતું. એવો પ્રયાસ કરવો એ પણ વ્યર્થ છે. એમાં ગૂઢ અહંતા રહેલી જોવામાં આવે છે. જીવદયાનો અર્થ સહેલાઇથી થઇ શકતો નથી એમ ણે ક્ષણે હું તો અનુભવી રહ્યો છું. એ વિષયને કંઇક મેં મારો પોતાનો ર્યો છે એટલે ભાર દઇને લખવાની હિંમત કરી છે. જીવદયાનો આધાર અમુક સંખ્યામાં જીવોને બચાવવા ઉપર મુદ્દલ નથી. એ આત્માનો ખસુસ ણ છે. તેને લઇને દયામય આત્માના પ્રસંગમાં આવેલો જીવ તેની દયાનો ત્યક્ષ અનુભવ તરત કરી લે છે. જીવદયામાં અંકગણિતને ક્યાં યે સ્થાન ળી શકતું નથી. સડેલા આટામાં અસંખ્ય જીવોનો ઉપદ્રવ થયો હોય છે,

તેને સંઘરવા એ જીવદયા નથી. તેને દાટવા અથવા બાળવામાં જીવદયા રહેલી છે. જોકે બન્ને પ્રયોગોમાં આટા માંહેલા જંતુનો એક પ્રકારે નાશ થાય છે. શરીરને સ્વચ્છ રાખવા જતાં પણ અસંખ્ય જંતુઓનો નાશ થાય છે. વિશુદ્ધ દયા આટો ન સડે, શરીર અસ્વચ્છ ન થાય એવા ઉપાયો શોધશે.

૧૫. દયાધર્મની પરિસીમા માંકડને નહિ મારવામાં નથી. માંકડને ન મરાય એ ખરૂં છે, પણ માંકડને ઉત્પન્ન પણ ન કરાય. જેટલું ઘાતકીપણું મારવામાં છે, તેથી વધારે ઘાતકીપણું ઉત્પન્ન કરવામાં છે. માંકડને આપણે બધા પેદા કરીએ છીએ. શ્રાવકો પેદા કરે છે, હું વૈષ્ણવ પણ પેદા કરૂં છું. આપણે શૌચાચાર જાણતા નથી. પરિગ્રહ વધારતી વખતે આપણે વિચાર કરતા નથી, અને પરિગ્રહથી ઉત્પત્તિ સિવાય બીજું શું થાય ?

૧૬. માંકડ, મચ્છર, વિગેરે સૂક્ષ્મ જંતુઓને નહિ મારવામાં દયાધર્મ છે જ. પણ તેથી વધારે દયાધર્મ એ છે કે આપણાથી માણસને ન મરાય. માણસને મારવો અને માંકડને મારવો એની વચ્ચે પસંદગી કરવી પડે એવા પ્રસંગ આવે ત્યારે કોને મારવો ? માણસને મારીને માંકડને ઉગારવો એ ધર્મ હોય એવો પ્રસંગ પણ આવવો શકય હોય છે. માંકડને મારીને માણસને ઉગારવો એ ધર્મ હોય એવો પ્રસંગ પણ શકય છે. હું તો એ બન્ને જાતના પ્રસંગમાંથી ઉગરી જવાનો માર્ગ કહું છું. તે દયાધર્મ છે.

૧૭. 'વાણિયાઓ જૈનધર્મતત્ત્વોને વગોવી રહ્યા છે. તેઓ કીડિયારાં પૂરે છે, પંટું મોંમાં જાય તો તેમને દુઃખ થાય છે, એવા ઝીણા ઝીણા ધર્મ તેઓ પાળે છે. તેમની એ ઝીણવટ તેમને મુબારક હો; પણ જે એમ જાણે છે કે એમાં જ જૈનધર્મની પરિસીમા છે, તેઓ ધર્મની નીચામાં નીચી શ્રેણીએ જ છે. એટલો ધર્મ તો પતિતનો છે. એટલો જ ધર્મ પુણ્યવાનનો નથી.'

૧૮. માંકડ વિગેરે જંતુઓને નહિ મારવામાં દયાધર્મ સમાપ્ત નથી થતો, જોકે તેમને મારવાં તો ન જ જોઇએ. પણ એ તો પહેલું પગથિયું છે. કોઇ જમાનામાં એવી માન્યતા નિકળી હશે કે મનુષ્યને નિભાવવા ખાતર કોઇ પણ જંતુને મારવામાં પાપ નથી, ત્યારે કોઇ સાધુ ઉભા થયો હશે અને જંતુઓના રક્ષણ ઉપર વધારે ભાર આપ્યો હશે. એ સાધુએ

કહ્યું હશે કે 'રે મૂર્ખા, ક્ષણિક દેહની ખાતર જંતુઓનો નાશ ન કર. તારા મનમાં એટલી તાલાવેલી હોવી જોઇએ કે દેહ તો કાલે પડતો હોય તો ભલે આજે પડે.' આમાંથી 'અહિંસા'નો જન્મ છે.

૧૯. પરન્તુ જે માંકડને નથી મારતો, પણ પોતાનાં સ્ત્રીપુત્રને મારે છે તે જૈન નથી, તે વૈષ્ણવ નથી, હિન્દુ નથી, તે શૂન્ય છે. આપણે દયાધર્મનો સંકુચિત અર્થ છોડીને તેનો વિશાળમાં વિશાળ અર્થ લઇએ. એક પણ જીવને દૂભવવો, દુશ્મન માનવો એ પાપ છે. જે એમ ઇચ્છે છે કે જનરલ ડાયરને ફાંસી દેવો, સર માઇકિલ ઓડવાયરને બળતા અંગારમાં નાખવો તે નથી શ્રાવક, નથી વૈષ્ણવ, નથી હિન્દુ, તે કંઈ જ નથી. અહિંસાનું રહસ્ય એ જ છે કે ગુસ્સો રોકવો, આત્માની મલિનતા દૂર કરવી. જનરલ ડાયરની પરીક્ષા કરનાર હું કોણ? હું જાણું છું કે હું રોષથી ભરેલો છું, મનમાં ને મનમાં કેટલાકનાં ખૂન કરતો હોઇશ. હું જનરલ ડાયરની પરીક્ષા કરનાર કોણ? એટલે મેં નિશ્ચય કર્યો કે તલવારથી કોઇ મને મારે, તોપણ મારે તેને મારવો જ નહિ. એ દયાધર્મ છે, અસહકારની પ્રવૃત્તિનું રહસ્ય છે.

૨૦. 'હું જાણું છું કે આ પ્રવૃત્તિનું પરિણામ તો એ જ છે, અને પરિણામ એ હશે તો લોકો આપોઆપ જાણી લેશે જ.

૨૧. સર્પને મારવામાં પાપ છે, તે કરતાં મનુષ્યશરીરધારી સર્પ કે વાઘને મારવામાં વધારે પાપ છે, કારણકે પશુ વાઘને તો આપણે બીકને વશ થઇને મારીએ છીએ, રોષથી નથી મારતા. કોઈ ધર્મરાજા ખરેખર હોય અને તેના હાથમાં આપણાં પાપપુણ્યનો ન્યાય કરવાનો હોય, તો તે વાઘને મારનારની દયા ખાઇને કદાચ તેને માફી આપશે, કારણકે તેમાં તો માણસે પોતાનો પશુધર્મ પાળ્યો છે; એક પશુએ બીજા પશુને માર્યું છે. પણ મનુષ્યને મારવામાં તો રોષ હોય છે, અભિમાન હોય છે, દંભ હોય છે. ધર્મરાજા કહેશેઃ 'અરે મૂર્ખ, તેં મનુષ્યને માર્યો તેની પાછળ તો કેટલી યે ખટપટ, કેટલાં યે પાખંડ હોવાં જોઇએ.'

૨૨. શ્રાવકોને અને બધાંને હું કહું છું કે જીવદયાનો અર્થ કીડી મંકોડી આદિ સૂક્ષ્મ જંતુને ન મારવાં એટલો જ નથી. તેમને યે મારવાં તો ન જ જોઇએ; પરન્તુ મનુષ્યયોનિમાંના કોઈ પણ જીવને છેતરવો પણ

ન જ જોઇએ. છતાં ઘણા વેપારીઓ બીજું શું કરે છે? કોઈ શ્રાવક મારી પાસે તેના ચોપડા મૂકે, તો હું તેને બતાવી દઉં કે એ શ્રાવક નથી. જે કપડાંનો આપણે વેપાર કરીએ છીએ એની ઉત્પત્તિ ક્યાંથી છે? મેલમાં જ તેની ઉત્પત્તિ છે કે નહિ, તેની કાંજીમાં ચરબી છે કે નહિ એ વેપારીએ વિચારવું ઘટે. દામ દુપટ લેવું તેને હરામ હોવું જોઈએ. એ શ્રાવકનો ધર્મ નથી. એક પૈસો બે પૈસા મજુરી ચડાવો તે તો ઠીક, પણ આટલી બધી જંજાળ શી? આટલો પાખંડ શો? વ્યાજ તો એટલું બધું લેવાય છે કે સામો માણસ મરી જ જાય. હું જ્યાં જાઉં છું, ત્યાં શ્રાવક તેમ જ વૈષ્ણવ બન્ને વાણિયાની સામે ફરિયાદો હોય છે. ઘણા ગોરાઓ મને મહેણું મારે છે કે તમારા જ લોકો કેટલું બધું વ્યાજ લે છે.

૨૩. નીચ વાણિયા મટીને ક્ષત્રિય થવું જોઇએ. વૈશ્યધર્મ એટલે મજુરી બિલકુલ નહિ, હળ નહિ, શૌર્ય નહિ, વિવેક નહિ, એમ નથી. ખરો વૈશ્ય તો પોતાની ઉદારતામાં શૌર્ય-ક્ષત્રિયપણું બતાવે, વેપારમાં વિવેક બતાવે, અને આપણાથી દારૂ ન વેચાય, માછલાં ન વેચાય, શુદ્ધ ખાદી જ વેચાય એ વિવેક બતાવીને બ્રાહ્મણધર્મનું પણ પાલન કરે. બીજા બધા આપણે માટે મજુરી કરે અને આપણે પડ્યા પડ્યા વ્યાજ ખાઇએ, તો આપણે પતિત થઈએ. યજ્ઞ તરીકે પણ થોડી મજુરી આપણે દરરોજ કરી લેવી જોઈએ.

૨૪. પ્રધાનપણે તો વ્યાપાર એ જ વાણિયાનો ધર્મ રહે, પણ બીજા ધર્મો પણ તેમનામાં હોવા તો જોઇએ જ. મારી સ્ત્રીના રક્ષણ સારૂ મારે જો કાબુલી કે પઠાણ રાખવો પડે, તો તે કરતાં મારે—હું હિંદુ હોવા છતાં—મારી સ્ત્રી સાથે છૂટાછેડા જ કરવા જોઇએ. પણ આજે ઘણા વાણિયાઓ શું કરે છે? તેઓએ સિપાઈઓ, ભૈયાઓ તથા પઠાણો રાખ્યા છે. એ પણ ભલે રાખો, મને તેની ઈર્ષા નથી; પણ તમારાં બૈરાંછોકરાંનું રક્ષણ કરવા ની તાકાત ન હોય, તો તમે જઈને મઢુલીમાં બેસો, અને ત્યાં રહીને તમારા ધર્મને દીપાવો. વાણિયાનો ધર્મ જગતની રક્ષા સારૂ નિકળી પડવાનો નહિ રહે: જ્યાં દુઃખી દેખશે, ત્યાં ક્ષત્રિય તેનું રક્ષણ કરવા પહોંચી જશે.

૨૫. વણિક્ વણિક્ તો રહે જ, અત્યારે તો વણિક્ એ વણિક્ જ રહ્યો નથી. ખરો વણિક્ બનવા માટે મોટા પંડિત બનવાની કે ઝાંઝાં થોથાંની

જરૂર નથી. જે મેલો નહિ થાય, જે યમનિયમ પાળતો હશે, જે અધર્મ અસત્યથી દૂર રહેતો હશે, જેના હૃદયમાં વ્યભિચારનો સ્પર્શ સરખો નહિ હોય, જેના હૃદયમાં દયાધર્મ વસતો હશે, તે 'કેવળ' બની શકે. તેને કેવળજ્ઞાન અપ્રાપ્ય નથી. તેથી હું તમને નથી કહેતો કે તમે સંસ્કૃત ભણો જ, ભગવતી સૂત્ર વાંચો જ. વાંચો કે ન વાંચો એ સંબંધે હું તટસ્થ છું.



# ૧૮. હિંદુધર્મ.



૧. હિંદને હાલ શાની જરૂર છે એ વિષે મને મારી મુસાફરી દરમિયાન જગે જગે પૂછવામાં આવ્યું છે. સામાન્ય રીતે કહીએ તો આપણને અત્યારે ખરી ધાર્મિક ભાવનાની જ ઘણામાં ઘણી જરૂર છે. આ ઉત્તર સર્વ કાળ માટે સત્ય છે; [ કેમકે ધાર્મિક ભાવનાથી જીવનનાં બધાં ક્ષેત્રોમાં સ્થિરતા આવે છે અને તેમાંથી શાંતિ અને સુખ સહેજે પ્રાપ્ત થાય છે. ]

૨. હિંદુધર્મ પરંપરાને જાળવી રાખે છે, તેથી તે જબરદસ્ત સત્તાવાળો થયો છે. આમ થવાનું કારણ એ છે કે તેના મૂળમાં સ્વદેશી ભાવના રહેલી છે. તે અત્યંત સહિષ્ણુ છે, કારણકે તે કોઇ પાસે ધર્મની ફેરબદલી કરાવતો નથી, અને જેમ તેનો વિકાસ ભૂતકાળમાં થતો જણાયો છે, તેમ આજે પણ થઈ શકે છે. કેટલાક ખોટી રીતે માને છે તેમ હિંદુધર્મે બૌદ્ધધર્મને હાંકી કઢાડયો નથી, પરંતુ તેણે તે ધર્મને પોતાનામાં જ મેળવી દીધો છે. સ્વદેશી ભાવનાને લઇને હિંદુ પોતાનો ધર્મ બદલવા ના પાડે છે. તેમ કરવામાં તેની એવી કંઇ ખાસ માન્યતા હોતી નથી કે હિંદુધર્મ સર્વોત્તમ ધર્મ છે; પરંતુ તે જાણે છે કે પોતે તેમાં સુધારા દાખલ કરીને તેને ન્યૂનતારહિત બનાવી શકે છે. જે મેં હિંદુધર્મ વિષે કહ્યું છે તે હું માનું છું કે જગતના બીજા મોટા ધર્મોને પણ લાગુ પડે છે, છતાં એટલું તો ખરૂં છે કે હિંદુધર્મની બાબતમાં આમ ખાસ કરીને છે.

૩. હિન્દુધર્મમાં જેટલો સ્વાર્થત્યાગ, સંયમયજ્ઞ છે, તેટલો બીજા કોઇ ધર્મમાં નથી. હું હિન્દુઓને કહેવા માગું છું કે એ સઘળા યજ્ઞધર્મ માટે, બલિદાનધર્મ માટે આપણે બ્રાહ્મણોને જ આભારી છીએ. જેટલું બલિદાન બ્રાહ્મણોએ આ જગતમાં કર્યું છે, તેટલું બીજા કોઇએ નથી કર્યું. અને આજ પણ આ દારુણ સમયમાં, આ કલિકાળમાં જેટલું બલિદાન, જેટલી શુદ્ધતા તેમણે દાખવ્યા છે, તેટલા કોઇ કોમે નથી દાખવ્યાં. દુઃખમાં

મેલ હોય તો, તરત દેખાય છે. પણ મેલી ચીજમાંનો મેલ તરત દેખાતો નથી. અબ્રાહ્મણોએ બ્રાહ્મણો વિષે એવો ઉંચો આદર્શ બાંધી દીધો છે કે તેઓના દોષો તરત તરી આવે છે. હું તો કહું છું કે બ્રાહ્મણની નાની ભૂલ મોટી કરી બતાવવામાં આવે છે, તે જ બ્રાહ્મણની પરીક્ષા છે. બ્રાહ્મણોએ જેટલી તપશ્ચર્યા કરી છે, તેટલી કોઇ કોમે કોઇ દેશમાં કરી હોય એવું મેં નથી જોયું.

૪. હું હંમેશાં જ મને પોતાને સનાતની હિંદુ તરીકે ઓળખાવું છું, છતાં યે હિંદુધર્મને નામે થનારી એવી કેટલી યે બાબતો છે જે મને માન્ય નથી. જો હું સાચો સનાતની ન હોઉં, તો પોતાને સનાતની અગર એવા જ બીજા નામથી ઓળખાવવાની મને ઇચ્છા નથી. તેમ એક મોટા ધર્મના નામનો આશ્રય લઇને તેમાં છૂપી રીતે કશો સુધારો કે બગાડો દાખલ કરવાની પણ મારી અલબત્ત ઇચ્છા નથી. તેથી મારો એ ધર્મ થઇ પડ્યો છે કે સનાતન હિંદુધર્મનો હું કેવો અર્થ કરૂં છું તે મારે એક વાર સ્પષ્ટપણે ચોકખું કરી દેવું. 'સનાતન' શબ્દ હું એના સ્વાભાવિક અર્થમાં જ હંમેશાં વાપરૂં છું.

૫. હું મને પોતાને સનાતની હિંદુ કહેવડાવું છું, કારણકે

(૧.) હું વેદોને, ઉપનિષદોને, પુરાણોને અને જે બધા ગ્રંથો હિંદુધર્મશાસ્ત્રોને નામે ઓળખાય છે, તેને માનું છું અને તેથી અવતારોને અને પુનર્જન્મને પણ માનું છું.

(૨.) હું વર્ણાશ્રમધર્મને એના મૂળ વૈદિક અર્થમાં માનું છું. એના આજના લૌકિક અને અણઘડ અર્થમાં નહિ.

(૩.) હું ગોરક્ષાને તેના આજના લૌકિક અર્થ કરતાં ઘણાં વધારે વિશાળ અર્થમાં માનું છું.

(૪.) મૂર્તિપૂજાને વિષે મારી અનાસ્થા નથી.

૬. વાંચક જોશે કે વેદો તેમ જ બીજાં શાસ્ત્રોનો ઉલ્લેખ કરતાં તેમને અપૌરુષેય અગર ઇશ્વરપ્રણીત કહ્યાં નથી. કારણ એકલા વેદ જ અપૌરુષેય કે ઇશ્વરપ્રણીત હોય એમ હું માની શકતો નથી. હું તો બાઇબલ કુરાન અને ઝંદઅવસ્તાને પણ વેદના જેટલાં જ ઇશ્વરપ્રેરિત સમજું છું

આ ધર્મગ્રંથોનું મને કશું પ્રત્યક્ષ જ્ઞાન છે એવો મારો દાવો નથી, છતાં જે મુદ્દાનાં સત્યો ધર્મશાસ્ત્રો ઉપદેશે છે તે હું અંતરથી ઓળખું છું, અને લાગણીથી સમજું છું એવો અલબત્ત મારો દાવો છે. મારી બુદ્ધિને કે નૈતિકદૃષ્ટિને અળખામણા લાગે એવા શાસ્ત્રના કોઇ પણ અર્થથી—પછી તે ચાહે તેટલા વિદ્વત્તાપૂર્ણ કાં ન હોય—બંધાવાની હું ના પાડું છું.

૭. અત્યારના શંકરાચાર્યો અગર શાસ્ત્રીઓ પોતે હિંદુધર્મશાસ્ત્રોનો જે અર્થ કરી બતાવે છે તે જ એક સાચો છે એવો દાવો કરતા હોય, તો હું તેનો વધારેમાં વધારે આગ્રહપૂર્વક નિષેધ કરું છું. ઉલટું હું એમ માનું છું કે આ ધર્મગ્રંથોનું આપણું અત્યારનું જ્ઞાન છેક અસ્તવ્યસ્ત છે. જેણે અહિંસા, સત્ય અને બ્રહ્મચર્યમાં પૂર્ણતા પ્રાપ્ત નથી કરી અને જેણે સર્વ પ્રકારની માલેકી અને ધનવૈભવનો ત્યાગ નથી કર્યો, તેવો કોઇ પણ મનુષ્ય શાસ્ત્રોને ખરેખરાં સમજી ન શકે એ ધર્મસૂત્રમાં મારી સંપૂર્ણ શ્રદ્ધા છે. હું ગુરુની પ્રથાને માનું છું, પણ સાથે સાથે એ પણ જોઉં છું કે અત્યારે તો લાખો મનુષ્યોએ ગુરુ વગર જ પોતાની જીવનયાત્રા પૂરી કરવી રહી છે. કારણ સંપૂર્ણ જ્ઞાન સાથે તેટલા સંપૂર્ણ સદાચારનો સંગમ આ કાળમાં સાંપડવો દુર્લભ છે.

૮. પણ આથી પોતાના ધર્મમાં રહેલું સત્ય કદિ પણ જાણવાની બાબતમાં માણસે નિરાશ થવાની બિલકુલ જરૂર નથી. કારણ બધા મહાન્ ધર્મોની પેઠે જ હિંદુધર્મના પણ પાયાના સિદ્ધાંતો સનાતન હોઇ સહેજે સમજાય તેવા છે. દરેક હિંદુ ઇશ્વરને માને છે; તે 'एकमेवाद्वितीयम्' છે એમ માને છે. પુનર્જન્મને અને મોક્ષને માને છે.

૯. આટલામાટે હિંદુધર્મનું તત્ત્વ મોક્ષ છે. મોક્ષને સારૂ હું મથી રહ્યો છું. મારી બધી પ્રવૃત્તિ મોક્ષને ખાતર છે. જેટલો વિશ્વાસ મને મારા દેહના અસ્તિત્વ વિષે અને તેની ક્ષણિકતાને વિષે છે, તેટલો જ આત્માના અસ્તિત્વ વિષે અને તેના અમરત્વને વિષે છે. જે ખાસ વસ્તુ હિંદુધર્મને બીજા ધર્મોથી નોખો પાડે છે, તે તેની ગોરક્ષા અને વર્ણાશ્રમધર્મ છે.

૧૦. વર્ણાશ્રમ તો મને લાગે છે કે મનુષ્યસ્વભાવમાં જ રહેલી વસ્તુ છે. હિંદુધર્મે શાસ્ત્રીય ઢબે તેનો વિચાર કરી તેને શાસ્ત્રની પૂર્ણતાએ

પહોંચાડેલો છે એટલું જ. એ જન્મથી જ પ્રાપ્ત થનારી વસ્તુ છે. માણસ સ્વેચ્છાએ પોતાનો વર્ણ બદલી શકતો નથી. પોતાનો વર્ણાશ્રમ ન પાળવો એ પરંપરાને તોડવા સમાન છે, પણ વર્ણાશ્રમના તત્ત્વને લઇને એક વર્ણની અસંખ્ય ન્યાતો અને પેટા ન્યાતો કરી મૂકનારે એ સિદ્ધાંતની જોડે અણઘટતી છૂટ લઇ તેની વિડંબના જ કરી છે. ચાર વર્ણ સમાજનાં બધાં પ્રયોજનને માટે તદ્દન પૂરતા છે.

૧૧. વર્ણાંતર રોટી કે બેટી વહેવારથી માણસનો જન્મથી મળેલો દરજ્જો કે અધિકાર નષ્ટ થવો જ જોઇએ એમ હું નથી માનતો. ચાતુર્વર્ણ્યે માણસને તેના વ્યવસાય નક્કી કરી આપ્યા છે, તે મનુષ્યના સામાજિક વહેવારની મર્યાદા બાંધતો નથી કે તેનું નિયમન પણ કરતો નથી. ચાતુર્વર્ણ્યે માણસના ધર્મો દોરી દીધા છે: તેને જૂદા જૂદા ચડિયાતા કે ઉતરતા હક્કો બક્ષ્યા નથી. મને લાગે છે કે હિંદુધર્મની પ્રકૃતિથી જ એ વિરુદ્ધ છે કે પોતાનામાં ઉંચા કે બીજાનામાં નીચા દરજ્જાનું આરોપણ કરવું. હિંદુ દૃષ્ટિએ તો સર્વ જ વર્ગ ઇશ્વરની સૃષ્ટિને સેવવા જન્મેલા છે, બ્રાહ્મણ પોતાના જ્ઞાનથી, ક્ષત્રિય પોતાની રક્ષણશક્તિથી, વૈશ્ય તેના વાણિજ્યબળથી અને શૂદ્ર તેના શરીરયજ્ઞથી.

૧૨. આનો અર્થ એમ નથી કે બ્રાહ્મણ શરીરયજ્ઞ કરવાના ધર્મથી અગર તો પોતાનું અને બીજાનું રક્ષણ કરવાના ધર્મથી છૂટો છે. એનો અર્થ એટલો જ છે કે બ્રાહ્મણ એના જન્મવડે કરીને પ્રધાનપણે જ્ઞાની છે, અને પરંપરાગત સંસ્કારદ્વારા તેમ જ કેળવણીદ્વારા જ્ઞાન બીજાને આપવાને સૌથી વધુ લાયક છે. તેમ એનો અર્થ એમ પણ નથી કે શૂદ્રને જેટલું ઇચ્છે તેટલું જ્ઞાન સંપાદન કરવાનો અધિકાર નથી. માત્ર તે તેના શરીર યજ્ઞદ્વારા જ સૌથી વધુ સારી સેવા બજાવી શકશે, અને તેથી તેણે બીજાઓના તેમનામાંના સેવાને લાયકના ખાસ ગુણોની અસૂયા ન ધરવી ઘટે. પણ જે બ્રાહ્મણ પોતાના જ્ઞાનધનનો ગર્વ ધરીને પોતાને બીજાના કરતાં ચડિયાતો ગણાવવા માગે છે, તે નીચો પડે છે અને અજ્ઞાની છે.

૧૩. આ જ ન્યાય પોતાના ખાસ સંસ્કારોનું અભિમાન કરી તેને અંગે ખાસ હક્કો ભોગવવા માગનારા હરકોઇ બીજાઓને પણ લાગુ છે.

વર્ણાશ્રમધર્મ એ સંયમ ઉપર, શક્તિસંચય ઉપર અને તેના ઝીણવટભર્યા ઉપયોગ ઉપર રચાયેલો છે, સ્વચ્છંદ ઉપર નહિ.

૧૪. આમ જોકે વર્ણાશ્રમને વર્ણાંતર રોટી કે બેટી વહેવારથી ધક્કો નથી પહોંચતો, છતાં હિંદુધર્મ જૂદા જૂદા વર્ણો વચ્ચેના રોટી અગર બેટી વહેવાર પ્રત્યે આગ્રહપૂર્વક અરુચિ દર્શાવે છે. હિંદુધર્મ સંયમની પરિસીમાએ પહોંચી શક્યો છે. આત્માનો મોક્ષ સાધવાને ખાતર દેહનું દમન કરવા કહેનારો એ ધર્મ છે. આમ હિંદુધર્મમાં બાપે પોતાના દીકરાની જોડે બેસીને ખાવું જ જોઇએ એવો વિધિ નથી.

૧૫. એક મર્યાદિત વર્ગમાંથી જ પોતાના ઘરને માટે કન્યા પસંદ કરવાનો વિધિ પણ ભારે સંયમ સિવાય બીજું શું સૂચવે છે? વળી વિવાહિત સ્થિતિને પણ હિંદુધર્મ મોક્ષને સારૂ કંઇ અનિવાર્ય ગણતો નથી. હિંદુની દૃષ્ટિએ તો જન્મ જેમ આત્માનું પતન છે; તેમ લગ્ન પણ પતન જ છે. મોક્ષ એટલે જેમ જન્મબંધનથી મુક્તિ, તેમ મરણના બંધનથી પણ મુક્તિ. આત્માના ત્વરિત વિકાસને માટે વર્ણાંતર રોટી કે બેટી વહેવારનો નિષેધ જરૂરી વસ્તુ છે.

૧૬. પણ આવો સંયમ એ કંઇ વર્ણની કસોટી કે લક્ષણ નથી. બ્રાહ્મણ પોતાના શૂદ્ર ભાઇની જોડે બેસીને ખાય. છતાં જ્યાંસુધી તેણે જ્ઞાનદાન કરવાનો પોતાનો સ્વધર્મ મૂક્યો નથી, ત્યાંસુધી તે બ્રાહ્મણ મટતો નથી. આ બધા ઉપરથી એટલું ફલિત થાય છે કે રોટી કે બેટી વહેવારને લગતા સંયમ કે મર્યાદાધર્મો વર્ણોની ઉચ્ચતા કે નીચતાના ખ્યાલ ઉપર રચાયા નથી. જે હિંદુ એવી કશી ઉચ્ચતા કે નીચતાના ખ્યાલને કારણે બીજાની જોડે જમવાની ના પાડે છે, તે હિંદુધર્મને ખોટા રૂપમાં રજુ કરે છે.

૧૭. દુર્ભાગ્યે આજકાલ હિન્દુધર્મ માત્ર ખાવા અને અભડાવાની ચર્ચામાં જ આવી રહેલો જોવામાં આવે છે. એક વાર એક ધર્મશીલ હિન્દુ ભાઇ સમક્ષ મેં મુસલમાનના ઘરમાં ડબલ રોટી ખાવાનું સાહસ કરી તેમને થથરાવી મૂક્યા હતા. મેં જોયું કે એક મુસલમાન મિત્રે આણી આપેલા પ્યાલામાં મને દૂધ રેડી લેતો જોઇને તેમને ભારે દુઃખ થયું. પણ જ્યારે તેમણે મને એ મુસલમાન મિત્રના હાથની ડબલ રોટી લેતો જોયો, ત્યારે તો તેમની વ્યથાનો પાર જ રહ્યો નહિ! મને ભય છે કે શું ખાવું,

અને કોની જોડે ખાવું એના ઝીણામાં ઝીણા વિધિનિષેધ નક્કી કરવા પાછળ જ જો હિન્દુધર્મ પોતાનું બધું બળ રોકશે, તો તે થોડા જ વખતમાં ખરી વસ્તુને ખોઇ બેસશે.*

૧૮. માદક પદાર્થો અથવા ખોરાકોના સેવનથી દૂર રહેવું અગર તો માંસાહાર ન કરવો એ આત્માના વિકાસની દિશાએ ભારે મદદકર્તા છે એ સાવ સાચું, પણ તેથી તે એક જ વસ્તુ કંઈ ધર્મનું સારસર્વસ્વ નથી. હરેકોઇની જોડે બેસીને ખાનારા અને માંસાહાર કરનારા અને છતાં ઈશ્વરથી ડરનારા અનેક માણસો માંસાહારથી અને બીજી ઘણી વસ્તુઓથી ભારે ચુસ્તતાપૂર્વક દૂર રહેનારા અને છતાં યે પોતાના પ્રત્યેક કાર્યથી ઈશ્વરને અપમાન પહોંચાડનારા માણસોના કરતાં મોક્ષદશાની વધુ જ નજીક છે.

૧૯. આ બધું છતાં હિંદુધર્મની પ્રધાન વસ્તુ નિરાળી જ છે. તે ગોરક્ષા. ગોરક્ષા એ મનુષ્યના આખા વિકાસક્રમમાં મને સૌથી અલૌકિક વસ્તુ રૂપે ભાસી છે. ગાયનો અર્થ હું માણસની નીચેની આખી મૂંગી દુનિયા એવો કરું છું. ગાયને બહાને એ તત્ત્વદ્વારા માણસને આખી ચેતનસૃષ્ટિ જોડે આત્મીયતાનો અનુભવ કરાવવાનો એમાં પ્રયત્ન છે. આવો દેવભાવ ગાયને જ કેમ આપવામાં આવ્યો હશે એ પણ મને તો સ્પષ્ટ છે. ગાય જ હિંદુસ્થાનમાં માણસનો સૌથી સાચો, સૌથી મોટો આધાર હતી. એ જ એક હિંદુસ્થાનની કામધેનુ હતી. તે માત્ર દૂધ જ આપનારી નહોતી. આખી ખેતીનો એ આધારસ્તંભ હતી.

૨૦. ગાય એ દયાધર્મની મૂર્તિમંત કવિતા છે. આ ગરીબ અશરણ પ્રાણીમાં આપણે કેવળ દયા જ ઉભરાતી જોઇએ છીએ. લાખો કરોડો હિંદીઓને ઉછેરનારી એ માતા છે. એ ગાયની રક્ષા તે ઈશ્વરની આખી મૂકસૃષ્ટિની રક્ષા છે. જે અજ્ઞાન ઋષિ કે દ્રષ્ટાએ આ ગોપૂજા ચલાવી, તેણે ગાયથી શરૂઆત કરેલી. એથી નિરાળું બીજું કશું એનું ધ્યેય હોઇ જ ન શકે. આ પશુસૃષ્ટિની અરજ મૂંગી છે, તેથી જ વધારે અસરકારક છે. ગોરક્ષા એ હિંદુધર્મે દુનિયાને આપેલી બક્ષીસ છે, અને

---

* આના સંબંધમાં વધુ માટે આ ભાગમાં "સનાતની હિંદુ" નો પેરા ૧૬ મો જુઓ.

હિંદુધર્મ પણ જ્યાંસુધી ગાયની રક્ષા કરનારા હિંદુઓ છે, ત્યાંસુધી જ રહેશે.

૨૧. એ ગાયની રક્ષા કઇ રીતે થાય? રસ્તો એ જ છે કે ગાયને બચાવવા જાતે મરવું. ગાયને બચાવવા ખાતર માણસને મારવા તૈયાર થવું એ તો હિંદુધર્મ તેમ જ અહિંસાધર્મ બન્નેનો ઇનકાર કર્યા સમાન છે. હિંદુઓને તો પોતાની તપસ્યાના, પોતાની આત્મશુદ્ધિના અને આપભોગના બળથી ગાયની રક્ષા કરવાનું કહેલું છે. આજકાલની ગોરક્ષા તો મુસલમાન જોડે કાયમના કંકાસ અને ઝેર કરવામાં આવી રહી છે; જ્યારે ખરું જોતાં ગોરક્ષાનો અર્થ એ છે કે આપણે આપણી પ્રેમસેવાથી મુસલમાનોનાં મન જીતી લેવાં.

૨૨. પણ ખુદ હિંદુઓ પોતે ગોરક્ષા કેટલી સમજે છે? થોડા સમય ઉપર એક મુસલમાન મિત્રે મને એક પુસ્તક મોકલેલું. તેમાં ગાય અને તેની ઓલાદ ઉપર આપણે જે ઘાતકીપણું ગૂજારીએ છીએ તેનાં વિગતવાર વર્ણનો કરેલાં હતાં. તેનું ટીપેટીપું દુધ ખેંચી લેવાને ખાતર આપણે તેનું કેવું લોહી લઇએ છીએ, આપણે તેને ભૂખે મારી કેવી હાડપિંજર કરી મૂકીએ છીએ, તેનાં વાછરડાંઓની આપણે કેવી દુર્દશા કરીએ છીએ, તેમને આપણે કેવા પૂરું ધાવવા પણ દેતા નથી, બળદો પર આપણે કેવો જૂલમ ગૂજારીએ છીએ, આપણે તેમને કેવા ખસ્સી કરીએ છીએ, આપણે તેને કેવા ચાબખા, પરોણી અને આરોના માર મારીએ છીએ, આપણે તેમના પર કેવા અનહદ બોજા લાદીએ છીએ, આ બધાનું એમાં વર્ણન હતું. જો તેમને વાચા હોત, તો કદાચ તેઓ આપણી સામે એવા તો અમાનુષ અપરાધોની સાક્ષી પરત કે દુનિયા બધી કમકમી ઉઠત !

૨૩. આ મૂંગાં પશુઓ પર ઘાતકીપણાના પ્રત્યેક કર્મથી આપણે હિંદુધર્મનો અને ઇશ્વરનો ઇન્કાર કરીએ છીએ. હું નથી માનતો કે દુનિયાના બીજા કોઇ પણ દેશમાં તેનાં ઢોરોની હાલત હિંદુસ્થાનના કરતાં ભૂંડી હોય. આમાં બીજા કોઇનો દોષ આપણે નહિ કહાડી શકીએ. આમાં આપણી ગરીબી પણ આપણે નહિ ગાઇ શકીએ. આપણાં ઢોરોની આ દુર્દશા આપણી ઘાતકી બેદરકારી સિવાય બીજા

કશાની જ સૂચક નથી. આપણી પાંજરાપોળો આપણી દયાવૃત્તિ ઉપર ખડી થયેલી સંસ્થાઓ છતાં તે વૃત્તિનો અતિ બેહૂદો અમલ કરનારી સંસ્થાઓ માત્ર છે. તેઓ નમૂનેદાર ગોશાળાઓ કે ડેરીઓ અને ધીકતી રાષ્ટ્રીય સંસ્થાઓ તરીકે ચાલવાને બદલે માત્ર ખોડાં ઢોરો રાખવાનાં ધર્માદાખાતાંઓ જ થઇ પડી છે!

૨૪. હિંદુઓની પરીક્ષા ટીલાં કર્યાથી, સ્વરશુદ્ધ મંત્રો ભણ્યાથી, તીર્થયાત્રાઓ કર્યાથી કે ન્યાતફિરકાઓના ઝીણામાં ઝીણા નિયમો ચીવટથી પાળ્યાથી યે નહિ, પણ ગાયને બચાવવાની તેમની શક્તિથી જ થવાની છે. અત્યારે તો ગોરક્ષાધર્મનો દાવો કરનારા આપણે ગાયને અને તેના વંશને ગુલામ બનાવી જાતે ગુલામ બન્યા છીએ.

૨૫. હું શા સારૂ મને પોતાને સનાતની હિંદુ કહેવડાવું છું એ વાંચકને હવે સમજાશે. ગાય પ્રત્યેના મારા પૂજ્યભાવમાં હું કોઇથી ઉતરૂં એમ નથી. ખિલાફતની લડતને મેં અપનાવી છે, કારણકે હું જોઇ રહ્યો છું કે ખિલાફતની રક્ષા મારફત ગાયની સંપૂર્ણ રક્ષા છે. મારી સેવાના બદલા તરીકે ગાયને બચાવવા હું મુસલમાન મિત્રોને નથી કહેતો, હું ઇશ્વર પાસે રોજ એટલી જ પ્રાર્થના કરૂં છું કે જે લડતને હું સચ્ચાઇની લડત માનું છું, તેને વિષેની મારી સેવા એની નજરમાં એટલી સમાય કે તે મુસલમાનોનાં દિલ પલટાવે અને તેમને વિષે પોતાના હિંદુબિરાદરોને માટે એટલી મહોબ્બત પેદા કરે કે હિંદુઓ જેને પોતાના પ્રાણ સમાન પ્રિય સમજે છે તે જાનવરને તેઓ બચાવી લે.

૨૬. હિંદુધર્મ પ્રત્યેનો મારો ભાવ હું કઇ રીતે વર્ણવી શકું ? મારી સ્ત્રી પ્રત્યેનો મારો ભાવ હું વર્ણવી શકું, તો હિંદુધર્મ પ્રત્યેનો મારો ભાવ વર્ણવી શકું. મારી સ્ત્રી મારા અંતરને જે રીતે હલાવે છે, તે રીતે દુનિયાની બીજી કોઇ સ્ત્રી હલાવી શકે એમ નથી. આનો અર્થ એવો નથી કે એનામાં હું કંઇ દોષ જોતો નથી. હું કહું છું કે હું જોઈ શકું છું તે કરતાં પણ ઘણા વધારે દોષો તેનામાં હશે. છતાં એક અતૂટ મમતાના બંધનની ભાવના અહોરાત્ર મારા અંતરમાં જાગ્રત છે. તે જ મમતાની ભાવના હિંદુધર્મને માટે પણ તેના બધા દોષો અને મર્યાદાઓ છતાં મારા અંતરમાં છે.

૨૭. ગીતા કે તુલસીરામાયણ ( જે બે પુસ્તકોનું જ આખા હિંદુધર્મ-ગ્રંથ રૂપી અર્ણવમાં મને જ્ઞાન છે એમ કહેવાય તે ) નું સંગીત મારામાં જે જીવન પૂરે છે, તે દુનિયામાં બીજો કોઇ ગ્રંથ પૂરી શકે એમ નથી. જ્યારે હું અંતકાળને કિનારે છું એમ મને લાગ્યું હતું, ત્યારે ગીતા જ મારા અંતરનો વિશ્રામ હતી. હિંદુમંદિરો અને દેવસ્થાનોમાં આજકાલ જે અનાચાર પ્રવર્તે છે, તેથી હું અજાણ નથી; પણ એ બધા અકથનીય દોષો છતાં હું એ સંસ્થાઓને ચાહું છું. એની વાતોમાં મને જે રસ આવે છે, તે બીજીમાં નથી આવતો. હું કટ્ટર સુધારક છું; છતાં સુધારાની વ્યાકુળતામાં હું હિંદુધર્મના કોઇ પણ આવશ્યક અંગનો ત્યાગ કરવા તૈયાર નથી.

૨૮. હું પાછળ કહી ગયો કે મૂર્તિપૂજા પ્રત્યે મારી અનાસ્થા નથી. મૂર્તિ મારા મનમાં કશો પૂજ્યભાવ પણ પેદા નથી કરતી. છતાં હું માનું છું કે મૂર્તિપૂજા એ મનુષ્યસ્વભાવનું જ એક અંગ છે. આપણે કંઇ ને કંઇ સ્થૂલ વસ્તુને માનવા પૂજવાના તરસ્યા રહીએ છીએ. માણસ બીજી જગ્યાના કરતાં મંદિર કે દેવાલયમાં જ કંઇક વધારે શાંત અને સાત્વિક મનોવૃત્તિવાળો બને છે એનું રહસ્ય બીજું શું છે? મૂર્તિ એ ઉપાસનાની સહાયક છે. કોઇ હિંદુ મૂર્તિને ઇશ્વર નથી સમજતો. હું મૂર્તિપૂજાને પાપ માનતો નથી.

૨૯. આટલા ઉપરથી સમજાયું હશે કે હિંદુધર્મ કોઇ સાંકડો ધર્મમત કે સંપ્રદાય નથી. એના ઉદરમાં સંસારની સર્વ વિભૂતિઓની પૂજાને સ્થાન છે. ધર્મપ્રચારનો જે સામાન્ય અર્થ લેવાય છે, તે અર્થમાં એને ધર્મપ્રચારક પંથ નહિ કહી શકાય. એણે અનેક જાતિઓને પોતાનામાં સમાવી એ સાચું, પણ એ બધું વિકાસક્રમને ન્યાયે અદૃશ્ય ગતિએ બન્યું છે. હિંદુધર્મ દરેક માણસને તેની પોતાની જ શ્રદ્ધા અમર ધર્મની રૂએ ઇશ્વરને ભજવાનો આગ્રહ કરે છે, અને તેથી સર્વ ધર્મોની જોડે એની સુલેહ છે.

૩૦. મને તો હિંદુધર્મમાં સંપૂર્ણ સંતોષ છે. તે ધર્મ એટલો વિશાળ છે કે તેમાં દરેક પ્રકારની માન્યતાને આશ્રય મળે છે. આર્ય-સમાજીઓ, શીખો, અને બ્રહ્મોસમાજીઓ ભલે પોતાને હિંદુઓથી જૂદા

ગણાવવા ઇચ્છે, પરંતુ મને તો શંકા નથી કે આગળ જતાં તેઓ બધા હિંદુધર્મમાં ભળી જશે, અને તેમાંથી જ શાંતિ મેળવશે. બીજી બધી મનુષ્યકૃત સંસ્થા પેઠે હિંદુધર્મમાં અપૂર્ણતા અને દોષ રહ્યાં છે. સુધારા માટે પ્રયત્ન કરવા કોઇ ઇચ્છે, તો તેના માટે આ ક્ષેત્ર મોટું છે, પરંતુ હિંદુધર્મથી છૂટા પડવાનું કંઇ કારણ નથી.

૩૧. આવી મારી હિંદુધર્મની સમજણ હોવાથી હિંદુધર્મમાં અસ્પૃશ્યતાને હું કદિ પણ સાંખી શક્યો નથી. અસ્પૃશ્યભાવનાને હું હંમેશાં હિંદુધર્મની ઉપર વળગેલો મેલ માનતો આવ્યો છું. અનેક પેઢીઓથી એ ચાલતો આવ્યો છે એ ભલે, પણ અસ્પૃશ્યતાનિવારણ એ તો સનાતન ધર્મ જ છે. અસ્પૃશ્યતાનો નાશ એટલે અંત્યજોની સાથે ખાવું, પીવું અથવા બેટીવ્યવહાર કરવો, તેમના જ પીધેલા લોટામાં સાફ કર્યા વગર પાણી પીવું, એમ હું નથી કહેતો. એક બીજાનું એઠું વાસણ વાપરવાની હિંદુધર્મ કોઇને ફરજ નથી પાડતો. શૂદ્રો સાથે જેવો વ્યવહાર છે, તેવો જ અંત્યજો સાથે રાખવો ઘટે છે. આવી બીજી પણ અનેક પ્રથાઓ આજ દિન લગી ચાલતી આવી છે.

૩૨. દેવદાસીઓ અને મુરલીઓની પ્રથા હિંદુધર્મનું એક અંગ છે, એ વિચારે હું તો શરમથી મરી જ રહું; છતાં દેવધર્મને નામે આ ઉઘાડો વ્યભિચાર હિંદુસ્થાનના ઘણા ભાગોમાં હિંદુઓમાં પ્રવર્તે છે. વળી કાળીને બકરાંનો ભોગ આપવો એ વસ્તુને પણ હું નર્યો અધર્મ માનું છું અને એ હિંદુધર્મનું અંગ છે એવું માનતો નથી.

૩૩. [ આ ઉપરાંત અનેક સંપ્રદાયના મહારાજો, તીર્થસ્થળો અને મંદિરોની અપવિત્રતા ધર્મની એક સામાન્ય વસ્તુ થઇ પડી છે. ] ઘણાં મંદિરોની આંતરવ્યવસ્થા જૂઓ, તો તેમાં આપણને મેલ જ નજરે આવે છે. પૂજારીઓ ઠોઠ અને જડ જેવા લાગે છે. ઠાકોરજીના દાગીના બાબત રીસીવર નિમાય છે. કેવળ ધર્મના સ્થાન વિષે અદાલતે ચડવું એ હિંદુઓથી કેમ સહન થઈ શકે છે ? જે સંપ્રદાય નીતિનું પોષણ કરનારો છે, જેને નરસિંહ મહેતા, મીરાંબાઇ વિગેરેએ શોભાવ્યો છે, તે સંપ્રદાય અત્યારે નીતિનો ઘાતક બનેલો જોવામાં આવે છે.

૩૪. તીર્થસ્થળે સરળ હૃદયના ભોળા જાત્રાળુઓ જાય છે એમાં તો શક નથી. પણ પાખંડીઓ પોતાનું પાખંડ પ્રવર્તાવવા જાય છે એ પણ ચોક્કસ છે.

૩૫. આ અનીતિ–અસ્વચ્છતા રૂપ અંધારૂં કેમ ટળે ? તેઓની શી ફરજ છે ? અમુક જ જાત્રાનું ધામ અપવિત્ર થઈ રહ્યું છે એમ નથી. કાશીવિશ્વનાથમાં પણ અમે આવી જ દશા અનુભવી છે. વૈષ્ણવ ટ્રસ્ટીઓ જો પ્રહ્‌લાદના વારસ બને, તો તીર્થસ્થાનમાં રહેલા અનેક હિરણ્યકશિપુને તગડી શકે. તેઓ વૈષ્ણવ સંપ્રદાયને દીપાવવા ઇચ્છે, તો ઘણા સુધારા કરી શકે. જાત્રાળુઓમાં જ્ઞાન આવે તો મુખ્ય સત્તા તો તેઓમાં રહેલી જ છે. પણ જાત્રાળુને જ્ઞાન થાય એનો અર્થ એ થયો કે કરોડો હિંદુઓ પોતાના ધર્મની પ્રૌઢતા, તેનું ધાર્મિક તત્ત્વ સમજતા થાય.

૩૬. હું કબૂલ કરૂં છું કે આપણાં પવિત્ર સ્થળોનો કબજો આપણા હાથમાં હોવો જોઇએ. તે કબજો આપણે એક જ દિવસમાં લઈ શકીએ. પણ તે કઇ રીતે ? જો એકે માણસ મંદિરમાં ન જાય અને અપવિત્ર મહંતોના અપવિત્ર હાથમાં એકે પૈસો ન આપવામાં આવે, તો તમે આજે જ તેઓ પાસે તમારૂં કહ્યું કરાવી શકો.

૩૭. હિંદુધર્મ એ તો અનેક યુગોનો વિકાસ છે. હિંદુધર્મ એ નામ પણ હિંદુસ્થાનના લોકોના ધર્મને સારૂ પરદેશીઓએ શોધી કહાડેલો શબ્દ છે. એક કાળે અહિં ધર્મને નામે પશુઓનું બલિદાન અપાતું, પણ એ વસ્તુ ધર્મ ન હોય, ત્યાં હિંદુધર્મ તો કયાંથી જ હોય ?

૩૮. એ જ પ્રમાણે મને લાગે છે કે જયારે ગોરક્ષાએ આપણા બાપદાદાઓમાં ધર્મનું સ્વરૂપ લીધું, ત્યારે જેમણે ગોમ સભક્ષણ ન જ છોડયું, તેમને સમાજે બહિષ્કૃત કર્યા હશે. એ સામાજિક વિગ્રહ પણ જબરો ચાલ્યો હશે, અને ગોમાંસભક્ષણનો આગ્રહ ધરાવનારાઓની સામેનો એ સામાજિક બહિષ્કાર એકલા તેમની સામે જ ચાલીને ન અટકતાં તેમની પુત્રપૌત્રપરંપરાની સામે પણ ચાલુ રહ્યો હશે.

૩૯. આમ ઘણે ભાગે મૂળ શુભ ઇરાદાઓથી શરૂ થયેલી પ્રવૃત્તિ કાળે કરીને એક કઠણુ નિર્ઘૃણ પ્રથા બની ગઇ તે એટલે સુધી કે એ પ્રથાને કેવળ અનુચિતપણે કાયમનો ટેકો આપનારા કે તેના વિધિઓ સૂચવનારા

શ્લોકો સુદ્ધાં ધીમે ધીમે શાસ્ત્રગ્રંથોમાં ઘૂસી ગયા ! આ મારી કલ્પના સાચી હોય કે ન હોય, તોપણ અસ્પૃશ્યભાવના આપણી વિવેક બુદ્ધિની સાવ વિરુદ્ધ અને પ્રેમ કે દયાધર્મના આપણા કુદરતી ભાવોની વિરોધી છે એ તો નિઃસંદેહ છે. જે ધર્મ ગાયની પૂજા પ્રવર્તાવતાં અચકાતો નથી, તે માણુસ જેવા માણુસનો આટલો ઘાતકી બહિષ્કાર બરદાસ્ત જ કેમ કરી શકે ? અગર તો તેને ટેકો આપી શકે ?

૪૦. આટલા કાળ કચડાયેલા આ અસ્પૃશ્યવર્ગને તજવા કરતાં તો મારા ચૂરેચૂરા થઇ જાય, તોપણુ હું સંતોષ જ માનું. હિંદુઓ પણુ જો પોતાના ઉદાત્ત ઉજ્જ્વળ ધર્મને આ અસ્પૃશ્યભાવનાના કલંકથી છોડવી ન લેતાં આમ ને આમ કલંકિત રાખશે, તો તેઓ કદિ પણુ સ્વતંત્રતાને લાયક ગણાશે નહિ. હું હિંદુધર્મને મારા પ્રાણથી પણુ અધિક વહાલી વસ્તુ ગણું છું, તેથી જ આ કલંકનો ભાર મને અસહ્ય થઇ પડયો છે. હિંદુસમાજના એક પંચમાંશને આપણી જોડે સમાનભાવે મળવા ભળવાનો અધિકાર આપવાનો ઇન્કાર કરીને ઇશ્વરનો ઇન્કાર કરવાનો શું હિંદુઓ આગ્રહ ધરશે ?

૪૧. આપણા બાપદાદા કહી ગયા છેઃ ઉપનિષદોમાં વેદોમાં કહેલું છે કે પવિત્ર ભૂમિને અપવિત્ર થવા ન દો. બીજાઓ તમારી ભૂમિમાં પેસે તો અતિથિ થઇને જ પેસી શકે છે. જેણે સ્વતંત્રતા ખોઇ તેણે સર્વસ્વ ખોયું, ધર્મ ખોયો.

૪૨. બ્રિટિશ રાજ્યમાં આપણે આપણો ધર્મ સુખેથી પાળી શકીએ છીએ અને મુસલમાની રાજ્યમાં ઓછો પાળી શકતા એ હું નથી માનતો. મુસલમાની રાજ્ય પ્રાણુપીડક હતું એ હું જાણું છું; તેનામાં અભિમાન હતું. અત્યારે તો અંગ્રેજી રાજ્ય નાસ્તિક છે, ધર્મથી વિમુખ છે. એ રાજ્યમાં આપણો ધર્મ જોખમમાં આવી પડેલો છે.

૪૩. તેથી હાલ હિંદુ–મુસલમાન ઐક્ય એ તેમના ધર્મનો આધાર છે, અને હિંદુસ્થાનને પરાધીન જ રાખવું એ હિંદુધર્મનો લોપ કરવા બરોબર છે. સારે નસીબે હિંદુધર્મની સ્થિતિ અચળ છે. હજારો વર્ષથી જેનું રક્ષણુ થયાં કર્યું છે, તેનો લોપ મારા ધર્મગુરુઓને હાથે પણુ નહિ થયા એવી મારી અચળ શ્રદ્ધા છે.

૪૪. મેં હિંદુધર્મમાંથી શીખી લીધું છે કે કોઇ પણ ધર્મની ઘૃણા કે તિરસ્કાર ન કરવાં. મેં એમ પણ જોયું છે કે જ્યાંસુધી બધા પરધર્મવાળા સાથે અને પાડોશીઓ સાથે આપણે પ્રેમ રાખીશું નહિ, ત્યાંસુધી દેશનું કલ્યાણ સાધવું અશકય થશે. હું તમને એમ નથી કહેતો કે મુસલમાન અથવા બીજા ધર્મના લોકોની સાથે તમારે ખાવાપીવાનો અને બેટી વ્યવહાર શરૂ કરવો. પણ હું જરૂર એમ કહું છું કે આપણે પ્રત્યેક મનુષ્યની સાથે પ્રેમ રાખવો જોઇએ. હું તમને પ્રાર્થના કરૂં છું કે તમારાં બાળબચ્ચાંને પરધર્મીઓ પ્રત્યે પ્રેમ રાખતાં શીખવો.



# ૧૯. વર્ણવ્યવસ્થા.



૧. જાતિભેદના પાયા ઉપર હિંદુસમાજની ઈમારત ઉભી રહી શકી છે એવી મારી માન્યતા છે. સર વિલિયમ હંટરે પોતે લખેલા હિંદુસ્થાનના ઇતિહાસમાં એમ લખ્યું છે કે જાતિભેદની સંસ્થા કાયમ હોવાથી હિંદુસ્થાનમાં દરિદ્ર લોક માટે કાયદો ઘડવાની જરૂર પડી નથી. આ વિચાર મને વ્યાજબી લાગે છે.

૨. જ્ઞાતિસંસ્થામાં સ્વરાજ્યનું બીજ છે. જૂદી જૂદી જાતઓ લશ્કરની ટુકડીઓ જેવી છે. સેનાધિપતિ દરેક સિપાઇને ઓળખતો હોતો નથી, પરંતુ દરેક સિપાઈ પાસેથી તેની ટુકડીના મુખ્ય અધિકારી મારફત કામ લે છે. તે જ પ્રમાણે જાતિભેદના સાધન વડે આપણે સમાજ સુધારાનું કાર્ય સહેલાઇથી કરી શકીએ, અને આપણાં ધાર્મિક, વ્યાવહારિક, નૈતિક તથા રાજકીય ચક્ર ગમેતેમ ફેરવી શકીએ.

૩. જ્ઞાતિનું વિસ્તૃત બંધારણ પ્રજાની ધાર્મિક જરૂરિયાતો પૂરી પાડતું એટલું જ નહિ, પરંતુ તેની રાજકીય આવશ્યકતાને પણ પહોંચી વળતું. ગ્રામ્યજનો ગ્રામ્યવ્યવહાર જ્ઞાતિબંધારણ દ્વારા ચલાવતા, અને તેનાથી જ તેઓ રાજ્યસત્તાના જૂલમની સામે થતા. જે પ્રજા જ્ઞાતિવ્યવસ્થા ઉત્પન્ન કરવા સમર્થ થઈ છે, તેમાં વ્યવસ્થા કરવાની અદ્ભુત શક્તિ નથી એમ કહેવું અઘટિત છે.

૪. જ્ઞાતિબંધારણ એ કેવળ સ્વાભાવિક સ્થિતિ છે. આપણા દેશમાં તેને ધાર્મિક સ્વરૂપ આપવામાં આવ્યું છે; બીજા દેશોમાં તેનો ઉપયોગ પૂરી રીતે ધ્યાનમાં ન આવવાથી જ્ઞાતિની સંસ્થા સ્થૂલ રૂપે જ કાયમ રહી, અને તેથી તે દેશોને તેનાથી બહુ લાભ થયો નહિ. મારા વિચાર આવા હોવાથી જ્ઞાતિભેદનો નાશ કરવા વાસ્તે જે પ્રયત્નો ચાલી રહ્યા છે, તેની સામે મારો વિરોધ છે.

૫. પરંતુ જ્ઞાતિબંધારણમાં જે દોષો જણાઈ આવતા હોય, તે અવશ્ય કહાડી નાખવા જોઇએ, અને તેમ કરવા વાસ્તે પ્રથમ જ્ઞાતિબંધારણનું વાસ્તવિક સ્વરૂપ જાણી લેવું જોઇએ. મેં ઉપર જણાવ્યું છે તેમ આપણે જ્ઞાતિબંધારણને ધાર્મિક રૂપ આપ્યું છે. જ્ઞાતિ એ કેવળ સંયમ કરવાનું સાધન છે. જ્ઞાતિ આપણા ભોગની પરિસીમા નક્કી કરે છે; એટલે કે જ્ઞાતિની બહાર આપણને ભોગ ભોગવવાનો અધિકાર રહેતો નથી. આપણે બીજી જ્ઞાતિના લોક સાથે ભોજનવ્યવહાર કે લગ્નવ્યવહાર કરીશું નહિ. આવી યોજના હોવાથી અનાચાર ઓછો થાય એવો બહુ સંભવ રહે છે.

૬. ભોજન અને લગ્ન ઉપરાંત બીજા પણ ફાયદાઓ જ્ઞાતિબંધારણમાં રહેલા છે. તેમાં જ પ્રાથમિક શિક્ષણનું સાધન તૈયાર છે. દરેક જ્ઞાતિ પોતપોતાનામાં શિક્ષણ માટે તજવીજ કરી શકે. મહાસભાની ચૂંટણીની સામગ્રી પણ તેમાં જ તૈયાર છે. પ્રત્યેક પ્રતિષ્ઠિત જ્ઞાતિ પોતપોતાના પ્રતિનિધિ ચૂંટે. ટંટો દૂર કરવા માટે લવાદ, અદાલત પણ તેમાં તૈયાર જ છે. પ્રત્યેક જ્ઞાતિ અંદરઅંદરના કજીઆનો નિકાલ પોતે જ કરે. કદિ યુદ્ધ માટે સેના તૈયાર કરવી હોય, તો જેટલી જ્ઞાતિ તેટલી ટુકડીઓ આપણી પાસે તૈયાર છે.

૭. હિંદુ જ્ઞાતિબંધારણ કેવળ જડ નિર્જીવ સંસ્થા નથી, તે જીવંત સંસ્થા છે, અને પોતાના નિયમાનુસાર પોતાનું કામ કરી રહી છે. આજે દુર્દૈવને લઇને તેમાં આડંબર, ઢોંગ, વિષયલંપટતા, કલહ વિગેરે દોષો નજરે પડે છે. પરંતુ આ ઉપરથી એટલી જ વાત સિદ્ધ થાય છે કે લોકોમાં ચારિત્ર્યબળ નથી. તે ઉપરથી જ્ઞાતિબંધારણ દોષવાળું છે એમ ઠરાવી શકાતું નથી.

૮. જ્ઞાતિબંધારણનું મૂળ હિંદુસ્થાનમાં એટલું બધું ઉંડું ઉતરેલું છે કે તેને ઉખેડી નાખવાનો પ્રયત્ન કરવાને બદલે તેમાં જ સુધારો કરવાનો પ્રયત્ન કરવો એ જ સ્તુત્ય છે એમ મને લાગે છે. કેટલાક લોક એમ કહેશે કે જ્ઞાતિબંધારણ વિષે ઉપર જણાવેલા વિચારો જો બરોબર હોય, તો જ્ઞાતિની સંખ્યા જેટલી વધે તેટલી સારી એમ કહેવું પડશે, અને જો એમ કદિ થવા લાગે, તો દશ દશ માણસના એક ન્યાત બનશે. આ દલીલ બરોબર નથી.

૯. ન્યાતની ઉત્પત્તિ અને લયનો આધાર વિશિષ્ટ વ્યક્તિ અથવા સમૂહની ઇચ્છા ઉપર ટકી રહ્યો નથી. હિંદુસમાજમાં જરૂરિયાત પ્રમાણે જ્ઞાતિની ઉત્પત્તિ, લય અને સુધારણા થયાં છે, અને દૃશ્ય કે અદૃશ્ય રીતે અત્યારે પણ થઇ રહ્યાં છે.

૧૦. કેટલાક કહે છે કે જ્ઞાતિભેદ ટકાવવાથી હિન્દુસ્થાનનું સત્યાનાશ વળશે, કારણકે જ્ઞાતિભેદે જ હિન્દુસ્થાનને ગુલામીમાં ડૂબાડયું છે. મારી નજરે આપણી આજની અધોગતિના મૂળમાં આપણો જ્ઞાતિભેદ નથી. આપણા લોભને લીધે, રાષ્ટ્રીય સદ્‌ગુણો કેળવવા તરફ આપણે બેપરવા રહ્યા તેને લીધે ગુલામી આપણને વરી છે. હું તો ઉલટું એમ માનું છું કે વર્ણવ્યવસ્થાએ તો હિન્દુસમાજને છિન્નભિન્ન થઇ જવામાંથી કેટલેક અંશે બચાવ્યો જ છે.

૧૧. પણ બીજી સંસ્થાઓની પેઠે જ આ સંસ્થામાં પણ અતિશયતાએ પેસીને ભારે નુકસાન કર્યું છે. વર્ણવ્યવસ્થામાં મૂળ કલ્પેલી સમાજની ચતુર્વિધ રચના જ મને તો મુદ્દાની, સ્વાભાવિક અને જરૂરી જણાય છે. અસંખ્ય ન્યાતો અને પેટાન્યાતોથી કેટલીક વાર કેટલીક અનુકૂળતા થઇ હશે; પણ મોટે ભાગે તો ન્યાતો વિઘ્નકર્તા જ થઇ પડનાર છે એમાં શંકા નથી. એવા પેટાન્યાતો જેમ જલ્દી એક થઇ જાય, તેમ સમાજનું શ્રેય છે. પેટાજ્ઞાતિઓમાં આવા નજરે ન ચડનારી ઘડભાંગ અને નવેસર રચના મૂળથી જ થતા આવી છે અને થયાં જ કરવાની. પ્રજામત અને પ્રજાના નૈતિક દબાણની અસર એ કામ કરી લેવા સારૂ બસ છે. પણ મૂળ વર્ણવિભાગને જ નાબૂદ કરવાના કોઇ પણ પ્રયત્નની હું અવશ્ય સામે છું.

૧૨. વર્ણવિભાગમાં ભેદદૃષ્ટિ, અસમાનતા અગર ઉચનીચપણું કશું છે જ નહિ. મદ્રાસ અગર દક્ષિણ જેવા પ્રાંતોમા જ્યાં એવા ભેદ ઉભા થવા બેઠા છે, ત્યાં અવશ્ય તે અટકાવવા ઘટે છે. પણ એના એવા અસંગોપાત દૂરુપયોગને કારણે આખા વ્યવસ્થાને મોતની સજા ફરમાવી શકાય નહિ. એમાં સહેલાઇથી સુધારણા થઈ શકે તેમ છે. હિન્દુસ્થાનમાં તેમ આખી દુનિયામાં આજે જે લોકયુગ જોતજોતામાં પ્રવર્તી રહ્યો છે, તેને પરિણામે હિન્દુ જ્ઞાતિઓમાંથી પણ ઉંચનીચના ખ્યાલ સહેજે નિકળી જશે. કેવળ બાહ્યાંગોને તોડવાથી લોકયુગ નહિ પ્રવર્તે. એ ગણિતનો

દાખલો નથી કે છેદ ઉડાવી દીધે બંધ બેસી જાય. એની ગૂંચો ઉકેલવાને અંતર બદલાવાં જોઇએ, સમાજની વૃત્તિમાં પલટો થવો જોઇએ. જ્ઞાતિભેદ એ જો રાષ્ટ્ર ભાવનાના ફેલાવામાં વિઘ્નરૂપ હોય, તો હિન્દુસ્થાનમાં હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહુદી આદિ ધર્મોનું એકી વારે હોવું એ પણ વિઘ્નરૂપ જ છે. લોકસત્તા અને રાષ્ટ્રીયતાની ભાવના તો પરસ્પરના બંધુભાવ ઉપર જ પોષાય છે, અને આજે એક ખ્રિસ્તીને કે મુસલમાનને સગા માજણ્યા ભાઇ જેવો જ માનવામાં હું તો કશી જ અડચણ જોતો નથી. આપણે કદિ ન ભૂલવું જોઇએ કે હિન્દુધર્મે મનુષ્ય માત્ર પ્રત્યે જ નહિ, પણ જીવ માત્ર પ્રત્યે આત્મભાવ પ્રાપ્ત કરવાનો આદર્શ મનુષ્યના સર્વોપરી કલ્યાણનાં સાધનરૂપે આપણને આપેલો છે.

૧૩. આપણી વર્ણવ્યવસ્થા ભાંગીને આપણે યુરોપની વર્ણવ્યવસ્થા સ્વીકારવી, એટલે આપણી વર્ણવ્યવસ્થામાં રહેલી વંશપરંપરાના ભાવનાને જ માત્ર આજે આપણે નાબૂદ કરવી. વંશપરંપરાનો સિદ્ધાંત એ એક સનાતન સિદ્ધાંત છે. તેને બદલવાના પ્રયત્નથી હંમેશાં અનવસ્થા ઉત્પન્ન થઈ છે, અને તે થાય જ. એક બ્રાહ્મણને તેની આખી જીંદગી ભર બ્રાહ્મણ જ માનવામાં હું તો ભારે ઉપયોગ જોઇ રહ્યો છું. જો બ્રાહ્મણને છાજે એવી રીતે એ નહિ વર્તે, તો સ્વાભાવિકપણે જ સાચા બ્રાહ્મણને મળનારૂં માન તે ખોશે. જો આપણે વ્યક્તિના પ્રત્યેક કૃત્યના સારાનરસાપણાનો આંક કહાડીને તેની રૂએ દરેક વેળાએ વ્યક્તિઓને સજાઓ કે બક્ષીસો એનાયત કરવા બેસીશું, રોજ રોજ બ્રાહ્મણને શૂદ્ર અને શૂદ્રને બ્રાહ્મણની પદવીઓ આપવા બેસીશું, તો મુશ્કેલીઓનો પાર જ નહિ રહે એ દેખીતું છે. જો હિન્દુઓ પુનર્જન્મને માનનારા છે—અને દરેક હિન્દુ પુનર્જન્મમાં માનનારો હોવો જ જોઇએ—તો તેઓએ તો એમ જ માનવું રહ્યું કે કુદરત કશી પણ ભૂલ કર્યા વગર દુષ્ટવર્તન કરનાર બ્રાહ્મણને માનવી–ઉન્નતિની કોટિમાં નીચલી પાયરીએ જ નાખશે અને તે જ રીતે આ જન્મના બ્રાહ્મણજીવન ગાળનારને બ્રાહ્મણ કોટિમાં ચડાવ્યા વગર પણ નહિ જ રહે.

૧૪. હવે રોટી બેટી વહેવારની બાબત તપાસીએ. હું માનું છું કે એક રાષ્ટ્રીયતાની ભાવના પ્રવર્તાવવાને સારૂ એક ભાણે જમવું અગર ગમે

તેની જોડે પરણવાની છૂટ એ જરૂરની વસ્તુઓ નથી. એક સાથે જમવાથી મિત્રતા વધે છે એ વાત અનુભવવિરુદ્ધ છે. જો એમ કરવાથી મિત્રતા વધતી હોય, તો યુરોપમાં ચાલેલું મહાયુદ્ધ જન્મ્યું ન હોત. ભોજનના વિષયને આપણે નિષ્કારણ અતિશય મહત્ત્વ આપ્યું છે. ભોજનક્રિયા શૌચક્રિયા જેટલી જ ગંદી છે; ભેદ એટલો જ કે શૌચક્રિયાના અંતે આપણને શાંતિ મળે છે, અને જો જીભ વશ નથી રાખવામાં આવતી તો ભોજન કર્યા પછી અસ્વસ્થતા ઉપજે છે. જે પ્રમાણે શૌચાદિ કર્મો આપણે એકાંતમાં કરીએ છીએ, તે જ પ્રમાણે સામાન્ય ભોજનાદિ કર્મો પણ આપણે એકાંતમાં જ કરવાં જોઇએ. ભોજન કરવું એ કેવળ શરીરના નિભાવ અર્થે છે. જો આ વચન ખરૂં હોય, તો એ દેખીતું છે કે તે વિષે જેટલો થોડો આડંબર કરીએ તેટલું સારૂં.

૧૫. ગમેતેવા સ્વતંત્ર જમાનામાં, ગમે તેટલા સ્વતંત્ર રાજ્ય-બંધારણમાં પણ સમાજના બધા જ લોકોમાં ખાવાપીવા કે પરણવાની બાબતમાં એક સરખો જ આચાર વહેવાર પ્રવર્તશે એમ હું માનતો નથી. સમાજના જૂદા જૂદા વર્ગો વચ્ચે આચારવિચારની વિવિધતા હંમેશાં રહેવાની જ. એ વિવિધતા વચ્ચે જ આપણે હંમેશાં એકતાને શોધવી અને સ્થાપવી પડવાની. કોઇ માણસ સૌ કોઇની જોડે ખાવા કે પીવાની બાબતમાં હરકત માનનારો હોય, તો તે પાપ કરે છે એમ કહેવાને હું તૈયાર નથી.

૧૬. જે વાત ભોજનને લાગુ પડે છે, તે જ વાત લગ્નને લાગુ પડે છે. અમુક જ્ઞાતિના લોકો સિવાય બીજા સાથે લગ્નવ્યવહાર સામે પ્રતિબંધ રાખવાથી સંયમ કરાય છે, અને સંયમ તો ગમે ત્યારે સુખદાયક જ નિવડે છે. જેટલી જાળ વધારે પાથરવામાં આવે, તેટલું સંકટ પણ વધારે આવે. તેથી જ આપણી પંક્તિના માણસોમાંથી જ વરવધુ શોધવાની પ્રથામાં મને દોષ જણાતો નથી. જે દેશોમાં જ્ઞાતિ ધર્મના આધારે નથી, ત્યાં પણ સંકરતા ન થવા પામે તે ઉપર બહુ ધ્યાન આપવામાં આવે છે. ઇંગ્લાંડમાં 'બ્લ્યુબ્લડ'નું રહસ્ય પણ આ જ છે. લોર્ડ સોલ્સબરી* પોતે એલીઝાબેથના† વંશજ છે એમ કહી

* લોર્ડ સોલ્સબરી—(૧૮૩૦—૧૯૦૩)—પૃથ્વીની લાંબી મુસાફરી કર્યા પછી ૧૮૫૩ માં પાર્લામેન્ટમાં દાખલ થયા. ૧૮૬૫ અને ૧૮૭૪ માં તેમણે હિંદુસ્થાનના

સંભળાવતા. આ વાત તેમને તથા અંગ્રેજી પ્રજાને અભિમાન લેવા જેવી જણાતી.

૧૭. હિન્દુઓમાં ભાઇભાઇનાં છોકરાં એક બીજા જોડે નથી પરણતાં, એથી કંઇ તેમની વચ્ચેના પ્રેમને ખલેલ નથી પહોંચતી. ઉલટો આ રિવાજ એમની વચ્ચેના સગપણને વધારે વિશુદ્ધ અને નિર્મળ કરે છે. વૈષ્ણવોમાં મેં ઘણી માતાઓને જોઇ છે, જેઓ મરજાદ પાળે છે અને ઘરને રસોડે જમતી કે ઘરના સામાન્ય ગોળાનું પાણી પણ પીતી નથી. આથી તેમનામાં એકલવાયાપણું કે ઉદ્ધતાઇ આવી જાય છે અગર તો તેઓ સ્નેહ કે મમતા વગરની બની જાય છે એવું નથી બન્યું જોયું. આ બાબતો કેવળ સંયમ અને તાલીમને લગતી છે. એમનામાં અંગત એવો કશો દોષ નથી રહેલો. એમાં અતિશયતા પેસે તો નુકસાનકર્તા થઇ પડે ખરી. અને તેમાં પણ ઉચ્ચપણાના અભિમાનથી જો તેમ કરવામાં આવે છે, તો તો આવો સંયમ સંયમ મટીને ખરેખર સ્વચ્છંદ જ બની જાય છે, અને તેથી ઘાતક નિવડે છે. પણ જમાનો જેમ જેમ આગળ વધે છે અને નવી નવી જરૂરિયાતો અને પ્રસંગો ઉભાં થતાં જાય છે, તેમ તેમ રોટી બેટી વહેવારની બાબતમાં પણ ઘણી જ સંભાળપૂર્વક આપણે સુધારાવધારા કરવા પડવાના.

૧૮. આ પ્રમાણે ભોજન અને લગ્ન સંબંધી જે બંધન છે, તે સામાન્ય નિયમ તરીકે સ્તુત્ય છે. તેમાં અપવાદ છે અને રહેશે. આ વાત હિંદુ-સમાજે જાણતાં અજાણતાં પણ કબૂલ કરી છે, પરંતુ ખરી રીતે વિચારતાં આ કંઈ અપવાદ નથી. હું ભંગી સાથે જમું અને તેમ કરવામાં મારી નજરે વિશેષ સંયમ હોય, તો તે બાબતમાં જ્ઞાતિને કંઇ કરવાપણું રહેતું.

---

મંત્રીની પદવી ભોગવી હતી. કૉન્ઝર્વેટીવ પક્ષના નેતા તરીકે તેમણે ત્રણ વખત ઈંગ્લાંડના વડા પ્રધાન તરીકે કામ કર્યું. પછી ૧૯૦૨ માં તે રાજદ્વારી જીવનમાંથી નિવૃત્ત થયા હતા.

† એલીઝાબેથ (૧૫૩૩—૧૬૦૩) ઈંગ્લાંડની રાણી. પચીસ વર્ષની ઉંમરે તે ગાદી ઉપર આવી અને પીસતાળીસ વર્ષ રાજ્ય કર્યું. તે પ્રોટેસ્ટન્ટ ધર્મની એક ઝનુની અનુયાયિની હતી. કવિરત્ન શેકસપિયર આ રાણીના રાજ્ય દરમિયાન થઇ ગયો. તેની કારકીર્દિમાં અંગ્રેજી સાહિત્યનો બહોળો ફેલાવો થયો હતો અને મોટા મોટા ઈંગ્લાંડના કવિઓ તેના રાજ્ય દરમિયાન જન્મ્યા હતા.

નથી. અથવા મારી જ્ઞાતિમાં જ મનગમતી કન્યા ન મળે, અને લગ્ન કર્યા વિના વિષયલંપટ થાઉં એવો સંભવ હોય, તો તેવા સંજોગોમાં મને યોગ્ય લાગે એવી ગમે તે જ્ઞાતિની કન્યા સાથે લગ્ન કરૂં તો મેં સંયમ કર્યો કહેવાય; અને તેથી કરીને જ મારૂં આ કર્મ જ્ઞાતિબંધારણના મૂળતત્ત્વની વિરુદ્ધ નથી. સામાન્ય નિયમનો અનાદર કરી ઉપલું પગલું ભરવામાં મારો હેતુ ઇન્દ્રિયદમન કરવાનો હતો. એ બતાવી આપવાની જવાબદારી મારા ઉપર રહે છે, અને મારા ભાવિ વર્તન ઉપરથી તે જણાઈ આવશે, પરંતુ ત્યાંસુધી જ્ઞાતિ તરફથી મળવા જોઇતા હક્ક મને ન મળે, તો તેથી અસંતુષ્ટ ન થતાં જ્ઞાતિના સંબંધમાં જે કર્તવ્ય હોય તે મારે કર્યા કરવું જ જોઇએ.

૧૯. આમ હિન્દુ વર્ણવ્યવસ્થાનો હું પક્ષ લઉં છું, હંમેશાં લેતો આવ્યો છું; અને છતાં યે હિન્દુઓમાં ઘર કરી બેઠેલી અસ્પૃશ્યપણાની ભાવનાને હું માનવજાતિની સામે એક ઘોર અપમાન રૂપે ઓળખાવું છું. એ ભાવનાના મૂળમાં સંયમ નહિ, પણ ઉંચપણાની ઉદ્ધત ભાવના જ રહેલી છે. એ ભાવનાએ પોતાની કોઈપણ જાતની યોગ્યતા નથી બતાવી આપી; ઉલટા જેઓ કોઇ પણ વાતમાં આપણાથી જૂદા નથી, અને જેઓ અનેક દિશાઓમાં સમાજની ભારે સેવા બજાવી રહ્યા છે, તેવા મનુષ્ય જાતિના એક પ્રચંડ જનસમૂહને આપણે માણસમાંથી કહાડી નાખ્યાનું ઘોર પાપ કર્યું છે. આ પાપમાંથી હિન્દુધર્મ જેટલો સત્વર ઉગરી નિકળે તેટલી તેની મોટપ અને પ્રતિષ્ઠા છે. આ હીન ભાવનાને ટકાવવાની તરફેણમાં એક પણ દલીલ મને હજુ જડી નથી. અને આવી પાપી પ્રથાની હિમાયત કરનારાં શાસ્ત્રવચનો ( જેના પ્રામાણ્ય વિષે શંકા છે તે ) ને બાતલ કરતાં હું બિલકુલ અચકાતો નથી. અલબત્ત, કેળવેલ બુદ્ધિ અને અંતરના અવાજની વિરુદ્ધ જનારી કોઇ પણ શાસ્ત્રાજ્ઞાને માથે ચડાવવાની હું ના પાડું છું. શાસ્ત્રપ્રમાણ જ્યારે બુદ્ધિના પાયા ઉપર રચાયેલું હોય છે, ત્યારે તે નબળાઓને મદદ રૂપ નિવડે છે અને તેમને ચડાવે છે; પણ જ્યારે તે અંતરના ઉંડાણમાંથી આવતા નાદથી પાવન થયેલી બુદ્ધિની માગણીને સંતોખવાની ના પાડી તેની જગ્યા જ રોકી દેવા માગે છે, ત્યારે તે માણસને પાડે છે.

૨૦. ભંગી ઇત્યાદિને સ્પર્શ ન કરવો એ પાપ છે એમ બતાવી મેં વર્ણાશ્રમધર્મને અસ્પૃશ્યતાના દોષથી મુક્ત કરવાનો પ્રયત્ન દૃઢતાપૂર્વક કર્યો એ મારી હિન્દુધર્મની નિર્મળ સેવા. તેમાં હિંદુઓનાં મન કોઈ દિવસ દુખવાય જ નહિ. સત્યાચરણ ચલાવતાં મન દુખાય, તો દુખવવાં એ ધર્મ છે. તેમાંથી કેમ કોઇ નિકળી જઇ શકે ?



# ૨૦. સનાતની હિન્દુ.



૧. જે માણુસ હિન્દુસ્થાનમાં હિન્દુકુળમાં જન્મીને વેદ, ઉપનિષદ્, પુરાણાદિ ગ્રન્થોને ધર્મગ્રન્થ રૂપે માને; જે માણુસ સત્ય અહિંસાદિ પાંચ યમોને વિષે શ્રદ્ધા રાખે અને તે યથાશક્તિ પાળે; જે માણુસ આત્મા છે, પરમાત્મા છે, આત્મા અજ અને અમર છે, તેમ છતાં દેહાધ્યાસથી સંસારમાં અનેક યોનિમાં આવજા કર્યા કરે છે, તેને મોક્ષ છે, અને મોક્ષ એ પરમ પુરુષાર્થ છે એમ માને; જે વર્ણાશ્રમ અને ગોરક્ષાધર્મને માને તે હિન્દુ છે.

૨. મેં વર્ણવેલાં ચિહ્નો મારામાં ઘણે અંશે છે, અને તે મારામાં વધારે દૃઢીભૂત કરવા હું પ્રયત્ન કરી રહ્યો છું. તેથી મને પોતાને હું નમ્રપણે પણ દૃઢતાથી ચુસ્ત સનાતની હિન્દુ તરીકે ઓળખાવતાં સંકોચાતો નથી.

૩. હું માનું છું કે હિન્દુધર્મનું મોટામાં મોટું બાહ્ય સ્વરૂપ ગોરક્ષા છે. તે રક્ષા કરવા હિન્દુ માત્ર અત્યારે અસમર્થ બની રહ્યા છે, તેથી હિન્દુસંસારને હું નપુંસક માનું છું. તે નપુંસકમાં હું મને ઓછામાં ઓછો નપુંસક માનું છું. જે તપશ્ચર્યા મેં ગોરક્ષાને સારૂ કરી છે અને કરી રહ્યો છું, જે લાગણી મને ગાય તથા ગાયના વંશને સારૂ થાય છે, તેનાથી વધારે બીજામાં હશે એમ હું ધારતો નથી. તેને ખાતર મારા જેટલી તપશ્ચર્યા કોઇએ જ્ઞાનપૂર્વક કરી હોય એમ હું જાણતો નથી. જ્યાંસુધી હિન્દુસ્થાનમાં હિન્દુ ગાયની ઉપર દયા રાખતા નથી, ઢોરને હિન્દુ પોતે જ અનેક પ્રકારનાં દુઃખો આપે છે, જ્યાંસુધી મુસલમાનોની પ્રીતિ સંપાદન કરી તેમની પાસેથી પ્રેમને ખાતર ગોવધ છોડાવવા તેઓ સમર્થ થયા નથી, જ્યાંસુધી અંગ્રેજો હિન્દુસ્થાનમાં ગોવધ કરી રહ્યા છે, તે સહન કરી અંગ્રેજી સલ્તનતની હિન્દુઓ સલામી કરે છે, ત્યાંસુધી હિન્દુધર્મમાં બ્રાહ્મણ અને ક્ષત્રિય ધર્મનો હું લોપ સમજું છું, અને તેથી હું વૈશ્ય જન્મ્યા છતાં તે બન્ને ધર્મનું પાલન કરવા સદા પ્રયત્ન કરી રહ્યો છું.

૪. હિન્દુધર્મનું આંતર સ્વરૂપ સત્ય અને અહિંસા છે એમ હું માનું છું. સત્યનું સેવન જેટલી સૂક્ષ્મતાએ હું છેક બચપણથી કરી રહ્યો છું, તેટલું કરતાં મેં મારી ઓળખમાંના કોઇને જાણ્યા નથી. અહિંસાનું જાગ્રત લક્ષણ પ્રેમ છે—અવેર છે. મને દૃઢ વિશ્વાસ છે કે હું પ્રેમથી ઉભરાઇ રહ્યો છું. મને સ્વપ્ને પણ કોઇના પ્રત્યે વેરભાવ ઉત્પન્ન થયો નથી. ડાયરનાં દુષ્કૃત્યો છતાં તેના પ્રત્યે મને વેર ઉત્પન્ન થતું નથી. જ્યાં જ્યાં મેં દુઃખ જોયું છે, અન્યાય જોયો છે, ત્યાં ત્યાં મારો આત્મા અકળાયો છે.

૫. હિંદુધર્મનું તત્ત્વ મોક્ષ છે. મોક્ષને સારૂ હું મથી રહ્યો છું. મારી બધી પ્રવૃત્તિ મોક્ષને ખાતર છે. જેટલો વિશ્વાસ મને મારા દેહના અસ્તિત્વ વિષે અને તેની ક્ષણિકતાને વિષે છે, તેટલો જ આત્માના અસ્તિત્વ વિષે અને તેના અમૃતત્વને વિષે છે.

૬. આવાં કારણોથી હું મને પોતાને ચુસ્ત સનાતની હિંદુ તરીકે ઓળખાવી સુખી થાઉં છું.

૭. શાસ્ત્રોનો મેં ઉંડો અભ્યાસ કર્યો છે એમ મને કોઇ પૂછે, તો હું તેને કહું કે મેં નથી કર્યો અને કર્યો છે; વિદ્વાનની દૃષ્ટિએ નથી કર્યો. મારૂં સંસ્કૃત જ્ઞાન નહિ જેવું જ ગણાય; પ્રાકૃતમાં રહેલા તરજુમા પણ મેં થોડા જ વાંચ્યા છે. એકે વેદ મેં પૂરેપૂરો વાંચ્યો છે એવો દાવો હું ન કરી શકું. છતાં મેં શાસ્ત્રોને ધર્મદૃષ્ટિએ જાણ્યાં છે, તેમાંનું રહસ્ય હું જાણી ગયો છું. વેદ વાંચ્યા વિના માણસ મોક્ષ મેળવી શકે એ હું જાણું છું.

૮. શાસ્ત્રો વાંચવાની—સમજવાની ચાવી મને હાથ લાગી છે. જે શાસ્ત્રવચન સત્યનું, અહિંસાનું, બ્રહ્મચર્યનું વિરોધી હોય તે ગમે ત્યાંથી મળ્યું હોય છતાં તે અપ્રમાણ છે. શાસ્ત્ર બુદ્ધિથી પર નથી. બુદ્ધિગ્રાહ્ય ન હોય તે શાસ્ત્રને આપણે પડતાં મેલી શકીએ છીએ. ઉપનિષદો માત્ર હું વાંચી ગયો છું, એવાં પણ ઉપનિષદો મેં વાંચ્યાં છે કે જેમાંનાં કેટલાંક મને બુદ્ધિગ્રાહ્ય નથી લાગ્યાં. તેથી તેને મેં આધારભૂત નથી માન્યાં. શાસ્ત્રોના અક્ષરને વળગ્યો તે વેદીઓ છે એમ ઘણા કવિઓએ ગાયું છે. શાસ્ત્રોનું દોહન શંકરાચાર્યાદિએ એક એક વાકયમાં આપ્યું છે, અને તે બધાનું તાત્પર્ય એ છે કે આપણે ઇશ્વરભક્તિ કરી જ્ઞાન મેળવવું અને તે વડે મોક્ષ મેળવવો. અખા ભગતે કહ્યું છે કે

'સુતર આવે તેમ તું રહે,
જેમ તેમ કરીને હરિને લહે'.

જે શાસ્ત્ર મને મદિરાપાન, માંસભક્ષણ, પાખંડ ઇત્યાદિ શીખવે તે શાસ્ત્ર ન કહેવાય.

૯. સ્મૃતિઓને નામે મહા અધર્મ ચાલી રહ્યો છે. સ્મૃતિ આદિ ગ્રન્થોના અક્ષરને વળગવા જતાં આપણે નરકને સારૂ લાયકાત મેળવીએ છીએ. સ્મૃતિથી ભ્રમિત થઇ પોતાને હિન્દુ કહેવડાવતા માણસો વ્યભિચાર કરે છે, બાળ કન્યાની ઉપર બળાત્કાર કરવા કરાવવા તૈયાર થાય છે.

૧૦. અત્યારે બધાં શાસ્ત્રોમાંથી આપણે શું ક્ષેપક ગણવું, શું ગ્રાહ્ય ગણવું, શું ત્યાજ્ય ગણવું એ મહા પ્રશ્ન ઉભો થાય છે. જો મેં ઉપર જણાવ્યું છે તે પ્રમાણે આજે બ્રાહ્મણધર્મનો લોપ ન હોત, તો આપણે યમનિયમાદિના પાલનથી જે શુદ્ધ થયેલો હોય અને જેણે સારૂં જ્ઞાન મેળવ્યું હોય તેવા કોઇ બ્રાહ્મણને પૂછી જોત. તેને અભાવે અત્યારે ભક્તિમાર્ગ પ્રધાનપદ ભોગવે છે. પાખંડ, દંભ, મદ, માયા વિગેરે પાપો જે આધુનિક સરકારમાં અનેક રૂપે પ્રગટી રહ્યાં છે તેની સાથે અસહકાર કરી જ્યારે આપણે આત્મશુદ્ધિ મેળવીશું, ત્યારે કદાચ આપણને શાસ્ત્રદોહન આપનાર કોઇ સંસ્કૃત પુરુષ મળી રહેશે. ત્યાંસુધી આપણે પ્રાકૃત લોક સરળભાવે મૂળ તત્ત્વોને વળગી હરિભક્ત થઇ વિચરીએ. એ સિવાય બીજો માર્ગ હું જોતો નથી.

૧૧. 'ગુરુ વિના જ્ઞાન ન હોય' એ સુવર્ણ વાક્ય છે. પણ ગુરુ મળવા જ દોહ્યલા છે, અને સદ્ગુરુને અભાવે ગમે તેને ગુરુ કરી બેસીને આપણે સંસારસાગરની વચ્ચોવચ ડૂબવું યોગ્ય નહિ ગણાય. ગુરુ તે કે જે તારે. પોતે તરી ન જાણે તે બીજાને શું તારે ? એવા તારા આજકાલ હોય, તોપણ તે એકાએક જોવામાં આવતા નથી.

૧૨. હવે આપણે વર્ણાશ્રમને તપાસીએ. ચાર વર્ણ ઉપરાંત વર્ણ નથી એમ મેં તો જાણ્યું છે. વર્ણ જન્મથી છે એવી મારી માન્યતા છે. બ્રાહ્મણ-કુળમાં જન્મ્યો તે બ્રાહ્મણ રહીને જ મરે. ગુણે અબ્રાહ્મણ થાય, તોપણ તેનો બ્રાહ્મણદેહ બ્રાહ્મણ મટતો નથી. બ્રાહ્મણધર્મનું પાલન નહિ કરનાર બ્રાહ્મણ-ગુણ પ્રમાણે શૂદ્ર યોનિમાં જન્મે અને પશુ યોનિમાં યે જન્મે. મારા જેવા

બ્રાહ્મણધર્મનું અને ક્ષત્રિયધર્મનું પાલન કરનાર વૈશ્યને જન્મવાપણું રહે, તો બીજે ભવે ભલે બ્રાહ્મણ કે ક્ષત્રિય જન્મે. આ જન્મે તે વૈશ્ય જ રહેશે. અને તે જ યથાર્થ છે. હિન્દુધર્મમાં બીજા ધર્મોવાળા વખતોવખત સમાઇ ગયા છે, પણ તેઓ તે જ જન્મે હિન્દુ તરીકે ઓળખાયા નથી. હિન્દુસંસાર દરિયો છે. તેના પેટમાં બધો કચરો આવીને સાફ થઇ જાય છે, શમી જાય છે. એમ થયાં જ કર્યું છે. ઇટાલી, ગ્રીસ, વિગેરેના લોકો આવી હિન્દુધર્મમાં સમાઈ ગયા છે, પણ તેઓને કોઇએ હિન્દુ બનાવ્યા નથી. પણ કાળાન્તરે આમ વધઘટ થયાં જ કરી છે. હિન્દુધર્મ ખ્રિસ્તી કે મુસલમાની ધર્મ પ્રમાણે પરધર્મીઓને તેમાં દાખલ થવાનું નિમન્ત્રણ કરતો નથી; સર્વને પોતપોતાનો ધર્મ પાલન કરવાનો જ આદેશ તેમાં રહેલો છે. ભગિની નિવેદિતા* જેવાં હિન્દુધર્મમાં આવ્યાં, છતાં આપણે તેમને હિન્દુ તરીકે નથી ઓળખતા; તેમ તેનો બહિષ્કાર કે તિરસ્કાર પણ નથી કરતા. 'હિન્દુધર્મ''માં આવવાપણું કોઇને રહેતું નથી. હિન્દુ-ધર્મનું 'પાલન' સૌ કોઈ કરી શકે છે.

૧૩. વર્ણાશ્રમ કાયદો છે. તેનું વ્યાવહારિક રૂપ જ્ઞાતિ છે. જ્ઞાતિમાં વધઘટ થાય છે. જ્ઞાતિની ઉત્પત્તિ અને લય થયાં જ કરે છે. હિન્દુધર્મ બહાર તો માણસ પોતે જ થઇ શકે છે. જ્ઞાતિ બહાર માણસ મેલાય છે. જ્ઞાતિનો બહિષ્કાર એ દંડ છે અને સર્વ જ્ઞાતિની પાસે એ હોવો જ જોઇએ.

૧૪. ઘણી જ્ઞાતિઓ મટી ઓછી થવાની આવશ્યકતા છે ખરી; અને તે હિન્દુધર્મને આઘાત પહોંચાડ્યા વિના તે જ્ઞાતિનાં મહાજનો કરી શકે છે. અનેક વાણિયા જ્ઞાતિઓ એક થાય, તેમની વચ્ચે બેટીવ્યવહાર ચાલુ થાય, તેમાં ધર્મને કશી હાનિ નથી પહોંચતી.

૧૫. પાણી, ભાણાવ્યવહાર અને બેટીવ્યવહાર એ હિન્દુધર્મનું આવશ્યક ચિહ્ન નથી, પણ હિન્દુધર્મમાં સંયમે પ્રધાનપદ ભોગવેલું હોવાથી પાણી, ભોજન, વિવાહ ઇત્યાદિના સૂક્ષ્મ પ્રતિબન્ધો રાખવામાં આવ્યા છે. તેને હું નિન્દ્ય નથી ગણતો; છતાં જે તેનું પાલન ન કરે તેને હું ધર્મભ્રષ્ટ થયેલો પણ ન ગણું. પાણી, ભોજન કે વિવાહ વ્યવહાર કોઇ

* વધુ માટે આ ભાગમાં 'ધર્માત્મા' નામના લેખનો ૭ મો પૅરા જુઓ.

ત્યાં ન કરવો એને હું શિષ્ટાચાર ગણું છું. તેમાં આરોગ્ય અને પવિત્રતાની રક્ષા રહેલી છે. પણ તિરસ્કાર રૂપે કોઇને ત્યાં ભોજનનો કે પાણીનો ત્યાગ કરવો એ હિન્દુધર્મની વિરુદ્ધ છે એમ માનું છું. પરવર્ણની સાથે કે પરધર્મીની સાથે બેટીવ્યવહાર અને ભોજનવ્યવહારનો પ્રતિબન્ધ હિન્દુધર્મની સંસ્કૃતિની આવશ્યક વાડ છે એવો મારો અનુભવ ઉપર બંધાયેલો અભિપ્રાય છે.

૧૬. એમ છતાં હું કેમ મુસલમાનોને ત્યાં પણ જમું છું? કેમકે હું તેમને ત્યાં જમતા છતાં સંયમધર્મનું ખૂબ સેવન કરી શકું છું. પકાવેલી વસ્તુમાં ડબલરોટી સુધી લઉં છું, કેમકે ડબલરોટી પકાવવાની ક્રિયા તદ્દન શુદ્ધ છે, અને જેમ પાણી ગમે ત્યાં પકવેલી લેવાય તેમ રોટી (રોટલી નહિ) ગમે ત્યાં પકવેલી લેવાય. છતાં મારા સાથીઓ તેટલો પ્રતિબન્ધ નહિ પાળતાં મુસલમાન અને પોતાનાથી ઇતર વર્ણીઓને ત્યાં શુદ્ધ રીતે પકવેલો ખાદ્ય પદાર્થ પણ લે છે. આમ કરવામાં તેઓ જ્ઞાતિ બહિષ્કારનું જોખમ માથે વહોરે છે, હિન્દુ મટતા નથી. આશ્રમ એ સંન્યાસીઓને લગતો કંઇક ધર્મ પાળે છે. ત્યાં હિન્દુધર્મને અનુસરીને એક નવી જ્ઞાતિ કે નવો વ્યવહાર આ યુગને છીજે તેમ બંધાઇ રહેલો છે. આ કાર્યને હું અખતરા રૂપે ગણું છું. ફળીભૂત થયે અનુકરણીય ગણાશે. નિષ્ફળ થયે કોઇને હાનિ નહિ કરે. અખતરો કરનારને પણ નુકસાન નહિ થાય, કેમકે અખતરાનું મૂળ સંયમ છે. સેવાધર્મનું સહેલાઇથી પાલન થાય, અને જ્યાં ધર્મનો સમાવેશ કેવળ ખાવાપીવામાં જ કરી મેલવામાં આવ્યો છે, ત્યાં તે રિવાજને તેનું યોગ્ય અને ગૌણ સ્થાન અપાય તો ઠીક એ હેતુ છે.

૧૭. અસ્પૃશ્યતાની ઉત્પત્તિ કોઇ કળી શકે તેમ નથી. મેં અનુમાનો જ કર્યાં છે. તે ખોટાં હોય કે ખરાં. પણ અસ્પૃશ્યતા અધર્મ છે એમ તો આંધળો યે જોઇ શકે એમ છે. માત્ર ઘણા કાળનો અભ્યાસ જેમ આપણને આત્મા ઓળખવા નથી દેતો તે જ રીતે ઘણા કાળનો અભ્યાસ આપણને અસ્પૃશ્યતામાં રહેલો અધર્મ પણ જોવા નથી દેતો. કોઇને પણ પેટે ચલાવવા, નોખા રાખવા. ગામ બહાર કહાડવા, તે મરે કે જીવે તેની દરકાર ન રાખવી, તેને એઠું ભોજન દેવું, એ બધું ધર્મ હોય જ નહિ.

પંજાબના જે અન્યાયની વિરુદ્ધ આપણે પોકાર કરીએ છીએ તેનાથી વિશેષ અન્યાય આપણે અન્ત્યજ ઉપર કરીએ છીએ. અન્ત્યજ પાડોશમાં રહી ન શકે, અન્ત્યજને પોતાની માલિકીની જમીન ન મળે, અન્ત્યજે આપણને જોતાં જ પોકાર કરવો જોઇએ કે 'છેટા રહેજો, મને અડશો નહિ,' અન્ત્યજને આપણી સાથે ગાડીમાં બેસવાની પરવાનગી ન મળે—આ હિન્દુધર્મ નથી. આ તો ડાયરશાહી છે. અસ્પૃશ્યતામાં સંયમ નથી. મા મેલું ઉપાડી સ્નાન કર્યા વિના નથી અડતી એ દાખલો અસ્પૃશ્યતાને નભાવવા સારૂ આપવામાં આવ્યો છે. પણ તેમાં તો મા પોતે જ નથી અડવા માગતી; અને તે કાયદાને આપણે ભંગીના સંબંધમાં પળાવીએ, તો કોઇ ઇન્કાર કરે તેમ નથી. ભંગી ઇત્યાદિને અસ્પૃશ્ય ગણી આપણે મેલને સહન કરીએ છીએ અને રોગો ઉત્પન્ન કરીએ છીએ. જો અસ્પૃશ્યને સ્પૃશ્ય ગણીએ, તો આપણે આપણા તે અંગને સાફ રાખતાં શીખીશું.

૧૮. ભંગીઓનાં ઘર તો ઘણાં વૈષ્ણવ ઘર કરતાં મેં ચોકખાં જોયાં છે. તેઓમાંના કેટલાકની સત્યવાદિતા, સરલતા, દયા વિગેરેથી હું ચકિત થયો છું. મારી ખાત્રી છે કે હિન્દુધર્મમાં અસ્પૃશ્યતા રૂપી કલિએ પ્રવેશ કર્યો, તેથી આપણે પતિત બન્યા છીએ અને ગોમાતાના રક્ષણને સારૂ પણ વીર્યહીન થઇ ગયા છીએ. જ્યાંસુધી આપણે આ ડાયરશાહીમાંથી મુક્ત નથી થયા, ત્યાંસુધી અંગ્રેજી ડાયરશાહીમાંથી મુક્ત થવાનો આપણને અધિકાર નથી.



# ૨૧. અસ્પૃશ્યતા.

૧. અસ્પૃશ્યતાને હું હિન્દુધર્મમાં મહાન્ પાપ માનું છું. મારા આ વિચારો આજકાલના નથી. દક્ષિણ આફ્રિકામાં કફોડી સ્થિતિમાં આવી ગયા પછી આવ્યા છે એમ પણ નથી. એ વિચાર મારી નાસ્તિકતામાંથી જન્મ્યા છે એ પણ ખરું નથી. કેટલાક એમ માને છે કે ખ્રિસ્તીઓ સાથેના સંબન્ધમાંથી, ખ્રિસ્તીધર્મનાં પુસ્તકોમાંથી આ વિચારો મારામાં ઉતર્યા છે. એ તેમની ભ્રમણા છે. અમારા કુટુંબમાં રામાયણ વંચાતું. લાધા મહારાજ કરીને એક બ્રાહ્મણ તે વાંચતા. લાધા મહારાજને રક્તપિત્ત થયેલું હતું. રામાયણ એ રક્તપિત્ત મટાડશે એવી તેમને શ્રદ્ધા હતી અને લાધા મહારાજનું રક્તપિત્ત ગયું પણ હતું. મને એમ લાગેલું કે જે રામાયણમાં રામને નિષાદે ગંગાની પાર ઉતારી દીધા હતા, તે રામાયણમાં અન્ત્યજો પાપી છે એમ નહિ માની લીધેલું હોવું જોઇએ. ઇશ્વરને આપણે પ્રેમપૂર્વક ‘દાસાનુદાસ’, ‘પતિતપાવન’, ઇત્યાદિ વિશેષણોથી સંબોધીએ છીએ, એ જ શીખવે છે કે દુનિયામાં હિંદુ જાતિમાં જન્મેલાને પતિત અને અસ્પૃશ્ય ગણવા એ પાપ છે—એમ માનવું એ રાક્ષસી છે. તેથી જ હું કહેતો આવ્યો છું કે એ મોટામાં મોટું પાપ છે. એટલું બધું જ્ઞાન મને ૧૨મે વર્ષે થયેલું એમ હું નથી કહેતો, પણ તે વેળા મને આ દોષ તો જણાયેલો જ. આ વાત હું વૈષ્ણવો અને ચુસ્ત હિન્દુઓની જાણ માટે કહી રહ્યો છું.

૨. જે વખતે મને બાઇબલ પર મોહ ન હતો, મેં બાઇબલ વાંચ્યું પણ ન હતું, ખ્રિસ્તીધર્મ પાળનારાઓના સંબન્ધમાં હું બિલકુલ નહોતો આવ્યો, ત્યારના મારા આ વિચારો બંધાયેલા છે. મારી ઉમ્મર ૧૨ વર્ષ કે તે નજીકની હતી, ત્યારથી હું એ વસ્તુ સમજતા. અમારા કુટુંબમાં મેલું સાફ કરવા ઉકા નામનો એક અન્ત્યજ આવતો. ઉકાને હું કેમ ન અડી

શકું એ હું માતાને પૂછતો. કેટલીક વાર ઉકાને અડી પણ જતો. માતા મને નહાવાનો હુકમ કરતી એટલે હું નાહી તો લેતો, પણ સાથે વિનોદ પણ કરતો કે ઉકાને ન અડવામાં ધર્મ નથી, ધર્મ હોઈ જ ન શકે. પિતૃભક્ત અને માતૃભક્ત હોવા છતાં હું કોઇ વાર ઝઘડો પણ કરતો. માતાને હું કહેતો કે એમાં તમને સમજ નથી પડતી. ઉકાને અડવામાં બાધ નથી.

૩. નિશાળે જતો ત્યાં પણ હું અન્ત્યજને અડી જતો; પણ માતાપિતાથી છૂપું રાખતો નહિ. માતા મને કહેતી કે ગામમાં ઘણા યે મેમણ છે, તેમાં કોઇના અંગરખાને અડી લેવું. હું માતૃપૂજક રહ્યો એટલે મેં એમ કરેલું પણ ખરૂં. પણ તે ધર્મ છે એમ માનીને નહિ; કેવળ માતાની આજ્ઞાનું પાલન કરવા કરેલું. પછી તો હું પોરબંદર ગયો. ત્યાં સંસ્કૃત સાથેનો મારો પહેલો પરિચય થયો. તે વખતે હું અંગ્રેજી નિશાળમાં નહોતો દાખલ થયો, મને અને મારા ભાઇને એક બ્રાહ્મણને સોંપવામાં આવેલા. ત્યાં હું 'રામરક્ષા'. અને 'વિષ્ણુપંચક' શીખ્યો. તેમાંનું 'जले विष्णुः स्थले विष्णुः' એ વચન હું હજુ પણ ભૂલી નથી શકતો. ત્યાં મારી માતા સમાન એક ડોશી રહેતી. તે વખતે હું ઘણું ડરતો. દીવો હોલવાઇ જાય, ત્યારે મને ભૂતનો ભય લાગતો. એ ડોશીએ મને કહેલું કે ડરી જાઓ, ત્યારે રામરક્ષાનો પાઠ કરજો. ભક્તિપૂર્વક રામરક્ષાનો પાઠ કરશો, તો ભૂતો નાસી જશે. હું એ પ્રમાણે પાઠ કરતો, અને ભૂતો નાસી પણ જતાં. રામરક્ષામાં અન્ત્યજોને અડતાં પાપ છે એમ લખેલું છે એવું મને ન લાગતું. હું તેનો અર્થ જાણતો ન હતો, અથવા જાણતો તે ભૂંટોછવાયો.

૪. હું સનાતની હિન્દુ હોવાનો દાવો કરી રહ્યો છું. મેં શાસ્ત્રો જાણ્યાં નથી એમ નથી. હું સંસ્કૃતનો ઉંડો અભ્યાસી નથી. વેદ ઉપનિષદોનો અર્થ હું વાંચી ગયો છું. એનો વિદ્વાનના જેવો અભ્યાસ નથી કર્યો. એનું મારૂં જ્ઞાન ઉપરચોટીઉં છે. એ શાસ્ત્રોનો હિન્દુ તરીકે જેવો અભ્યાસ કરવો જોઇએ તેવો મેં કર્યો છે. ૨૧ વર્ષની ઉમરે મેં બીજા ધર્મોનો પણ અભ્યાસ કર્યો. એક કાળ એવો પણ હતો કે જ્યારે મારે હિન્દુ રહેવું કે ખ્રિસ્તી થવું એ વિષે મારા મનમાં ભારે મૂંઝવણ થઇ રહી હતી. જ્યારે મારો આત્મા શાન્ત થયો, ત્યારે મને લાગેલું કે હિન્દુધર્મ એ જ મારે માટે મોક્ષનું દ્વાર છે. હિન્દુધર્મ પરનો મારો વિશ્વાસ જ્ઞાનપૂર્વક દૃઢ થયો.

તે વખતે પણ હું એમ માનતો કે હિન્દુધર્મમાં અસ્પૃશ્યતાને ધર્મ માન્યો નથી, અને જો માનેલો હોય તો હિન્દુધર્મ મારે માટે નથી.

૫. અસ્પૃશ્યતા એ હિન્દુધર્મમાં પાપ મનાયેલું નથી. શાસ્ત્રાર્થના ઝઘડામાં હું ઉતરવા માગતો નથી. મનુસ્મૃતિ, ભાગવત વિગેરેના શ્લોકમાંથી મારા મુદ્દાનું સમર્થન કરતાં મને મુશ્કેલીઓ પડે એ સંભવે, પણ હું હિન્દુધર્મનું રહસ્ય સમજ્યો છું. હિન્દુધર્મમાં અસ્પૃશ્યતા માની છે એ પાપ છે.

૬. ભંગીઓને અડવામાં કેટલાક હિન્દુઓ શાસ્ત્રનો બાધ લાવે છે. પણ હું કહું છું કે કોઇ શાસ્ત્ર ભંગીઓને અડવું એ પાપ છે એમ કહેતું હોય, તો તે અશાસ્ત્ર છે. શાસ્ત્ર એવું હોઇ જ ન શકે કે જે અક્કલની બહાર હોય, જે સત્ય ન હોય. બાકી શાસ્ત્રના અર્થ તો ગમેતેવા થઇ શકે. આપણે શાસ્ત્રને નામે શું નથી કરતા? શાસ્ત્રને નામે બાવાઓ ભાંગ પીએ છે અને ગાંજો ફુંકે છે, શાસ્ત્રને નામે દેવીભક્તો માંસમદિરાનું સેવન કરે છે, શાસ્ત્રને નામે અનેક માણસો વ્યભિચાર કરે છે, શાસ્ત્રને નામે મદ્રાસ ઇલાકામાં કુમળી બાળાઓને વેશ્યાઓ બનાવવામાં આવે છે. આના કરતાં શાસ્ત્રનો બીજો શો અનર્થ હોઇ શકે? હું મને પોતાને ચુસ્ત વૈષ્ણવ માનું છું, હું વર્ણાશ્રમધર્મને માનનારો છું. પણ હું કહું છું કે ભંગીને સ્પર્શ કરવામાં અભડાવું એ તો વર્ણાશ્રમધર્મની અતિશયતા છે, તેની ઉપર ચડેલો મેલ છે.

૭. અસ્પૃશ્યતાના પાપથી આપણે પતિત બન્યા, સામ્રાજ્યમાં ભંગી બન્યા. આપણા સંસર્ગથી મુસલમાનને પણ એ દોષ લાગ્યો. હિન્દુ-મુસલમાન સામ્રાજ્યમાં પેરિયા બન્યા. દક્ષિણ આફ્રિકામાં, પૂર્વ આફ્રિકામાં, કેનેડામાં હિન્દુ એકલા નથી પણ મુસલમાન પણ છે, અને એ બધા ભંગી ગણાયા. એટલું બધું પાપ અસ્પૃશ્યતામાંથી આવેલું છે.

૮. અસ્પૃશ્યતાને હિન્દુસમાજ જ્યાંસુધી ઇરાદાપૂર્વક ધર્મ સમજે છે, અસંખ્ય હિન્દુઓ અન્ત્યજોને અડવામાં પાપ છે એમ માને છે, ત્યાંસુધી સ્વરાજ્ય અશક્ય છે. યુધિષ્ઠિરે કુતરા વિના સ્વર્ગમાં જવા ના પાડેલી. એ યુધિષ્ઠિરના વંશજ હિન્દુઓ અન્ત્યજોને મૂકીને સ્વરાજ્ય

કેમ મેળવી શકે? જે ગુન્હાને માટે આપણે સલ્તનતને રાક્ષસી માનીએ છીએ એવો કયો ગુન્હો આપણે અન્ત્યજો પ્રત્યે નથી કર્યો?

૯. આપણે આપણા ભાઇઓ પછડાયાથી દૂષિત થયા છીએ. આપણે એમને પેટે ચલાવીએ છીએ. આપણે એમની પાસે નાક ઘસાવ્યાં છે, રેલ્વેમાં આંખ લાલ કરીને એમને ધક્કો મારીએ છીએ, એના કરતાં અંગ્રેજી રાજ્યે શું વધારે કર્યું છે? ડાયર ઓડવાયર પર જે આરોપ આપણે મૂકીએ છીએ, તેવા કયા આરોપ બીજી પ્રજા અથવા આપણે આપણી પર ન મૂકી શકીએ એમ છે? એ મેલમાંથી આપણે નિકળી જવું જોઇએ. જ્યાંસુધી એમ ન થાય, ત્યાંસુધી સ્વરાજ્યની વાત એ કેવળ વિતંડાવાદ છે. જ્યાંસુધી દુર્બળની રક્ષા ન થાય, એક પણ માણસનું દિલ સ્વરાજ્યવાદીને હાથે દૂભાય, ત્યાંસુધી સ્વરાજ્ય નથી મળવાનું એ વિષે મારા મનમાં શંકા નથી. સ્વરાજ્યનો અર્થ જ એ છે કે કોઇ પણ હિન્દુ કે મુસલમાન ઉદ્ધતાઇથી એમ ન માને કે બકરી જેવા હિન્દુ કે મુસલમાનને કચડી નાખીશું. એમ નહિ થાય તો સ્વરાજ્ય મળશે, તે જ દિવસે આપણે તેને ખોઇ બેસીશું. અન્ત્યજો જેવા દુર્બળની રક્ષા કરવાને બદલે તેમને કચરવા વિગેરેના દોષોને જ્યાંસુધી આપણે કહાડી શકતા નથી, ત્યાંસુધી આપણે બેટાં કરતાં, પશુ કરતાં પણ નકામું જીવન ગાળીએ છીએ.

૧૦. પણ મને શ્રદ્ધા છે. હિન્દુસ્થાનમાં ભમતાં મને જણાયું છે કે જે દયા તુલસીદાસ શીખવે છે, જેનો વૈષ્ણવધર્મમાં ઉપદેશ થયો છે, જેનાથી ભાગવત નિતરી રહ્યું છે, જેનાથી ગીતાજી ભીંજાઇ રહી છે, તે દયા હિન્દમાં વધતી જ ચાલી છે. અત્યારે પણ ઉલ્કાપાત થઇ રહ્યા છે. અનેક અત્યાચારી હિન્દુ અને મુસલમાનો હજી પડ્યા છે. છતાં સરવાળો કરતાં હું જોઉં છું કે રહેમ વધી છે. દયા વધી છે, હિન્દુ-મુસલમાનની વૃત્તિ ઇશ્વર પ્રતિ છે. મારો અનુભવ મને કહે છે કે જેને આપણે હલકા અને નિરક્ષર ગણીએ છીએ તે જ સાક્ષર છે. આપણા કરતાં તેમનામાં કેળવણી અને ધાર્મિકપણું વધારે છે.

૧૧. સેવાનો વિચાર કરતાં મને લાગે છે કે વકીલ, દાક્તર કે કલેકટર ભંગી કરતાં સમાજની જરાયે વધારે સેવા કરતાં નથી. તેમના કરતાં તો ભંગીની સેવા ક્યાંયે ચડી જાય. ભંગી પોતાની સેવા કરવી મૂકી દે તો

સમાજની શી દશા થાય ? આપણા ઉપર દુઃખ આવી પડ્યું છે, તે આપણે અન્ત્યજો તરફ કરેલા પાપનો બદલો છે. આપણા પાપનું દુઃખ મુસલમાનો પણ આપણી સાથે રહ્યા એટલે તેમને ભોગવવું પડે છે. આપણે આ સલ્તનતના, સામ્રાજ્યના, સરકારના ભંગી જેવા થઈ રહ્યા છીએ તેનું મુખ્ય કારણ એ જ છે કે આપણા વૈષ્ણવો, શૈવો, પોતાને ચુસ્ત સનાતની હિન્દુ કહેવડાવનારાઓ ભંગીઓ તરફ પશુની રીતે વર્તે છે, તેમના ઉપર સિતમ ગુજારે છે. ભંગીઓ આપણા સહોદર છે, સગા ભાઇઓ છે. તેમની આપણે સેવા લઇએ છીએ અને પેટ પૂરતો પગાર પણ નથી આપતા એટલે તેમને એઠવાડમાંથી નિર્વાહ ચલાવવો પડે છે, સડેલું માંસ ખાવું પડે છે.

૧૨. તમે શહેરનો કચરો કહાડવા, લોકનું આરોગ્ય સંભાળવા બાળકોને કેળવણી આપવા, રોગ અટકાવવા નિમાયલા છો. આ કામ ભંગીઓનો તમે ઉદ્ધાર કરશો, તો જ તમારાથી બની શકશે. ઇંગ્લાંડે બેલ્જીઅમ જેવાં નાનાં રાજ્યોને માટે લડાઇ ઉપાડવાનું બહાનું બતાવી જેમ પોતાનો સ્વાર્થ સાધ્યો, તેમ આપણે પણ આપણાં ખીસ્સાં ભરવાનો વિચાર રાખીશું, તો આપણા સ્વરાજ્યનો કાંઇ અર્થ નથી.

૧૩. આ સરકારને હું રાક્ષસી શું કામ કહું છું ? તેણે નબળાના રક્ષણ માટે તલવાર નહોતી ખેંચી, પણ તેના ભક્ષણ માટે ખેંચી હતી. આપણા સ્વરાજ્યમાં અથવા ધર્મરાજ્યમાં તો નબળાની સેવા કરવાની જ ભાવના રહેશે. આપણે શીતળતામય શુદ્ધ સ્વરાજ્ય મેળવવા તપશ્ચર્યા કરીએ, ત્યારે જ ખરા સ્વરાજ્યવાદી કહેવાઇએ.

૧૪. ભંગીઓનો ઉદ્ધાર એ પ્રથમ કર્તવ્ય છે. તેમનો વાસ સ્વચ્છ હોવો જોઇએ, તેમનાં ઘર સાફ હોવાં જોઇએ, તેમને માટે પાણીની સગવડ હોવી જોઇએ. હું હવે મને ભંગી તરીકે ઓળખાવું છું. હું તો ભંગીવાડામાં રહેવામાં મોજ માણનારો રહ્યો. એ મારો ખરો વિલાસ છે. તેમનાં બાળકોને રમાડવામાં મારો આનન્દ છે. એટલે મારા જેવો માણસ ભંગીવાડામાં રહી શકે, સ્વાસ્થ્યના નિયમો જાળવી શકે એવી તેની સ્થિતિ ન થાય, ત્યાંસુધી મ્યુનિસિપાલિટીએ પોતાની ફરજ બજાવી ન ગણાય.

૧૫. દુઝણી ગાયને પાટુ ક્યાં મારીએ એમ ધારી મારી સેવા લેવા માટે, મને રાજી કરવા માટે આ તમે ન કરશો, પણ ધર્મ સમજીને કરજો. હું જે કંઇ સેવા કરૂં છું, તે ધર્મ સમજીને જ કરૂં છું. મારે તમારી પાસેથી એ સેવાનો બદલો નથી જોઇતો. ધર્મને બદલા સાથે સંબન્ધ નથી. એને તો ઇશ્વર સાથે સંબન્ધ છે. મારે પ્રજાનો પગાર નથી જોઇતો. પગાર અને બદલો મને ઇશ્વર આપશે. હિન્દુધર્મ તો શીખવે છે કે માણુસ જે કંઇ કરે, તે કૃષ્ણાર્પણ કરે તો જ તેની સેવા ફળે. માટે તમે અન્ત્યજોને અડવાનું જે પુણ્યકાર્ય કરો તે મારી સેવાના બદલા તરીકે કરતા હો, તો તેમાં તમારૂં કે મારૂં ભલું નથી થવાનું, પણ જ્ઞાનપૂર્વક કર્યું હશે તો જ તે શોભશે.

૧૬. ઇશ્વર આપણુને સજા કરી રહ્યો છે. આપણી પ્રજા ગોરા મોંના માણુસ આગળ ડરે છે, તેમ ભંગીઓ આપણાથી ડરે છે. જ્યાંસુધી આપણે તેમને માટે ગોરા મોંના બન્યા છીએ, ત્યાંસુધી સ્વરાજ્યને રામરામ સમજવા. આપણે તેમને ભંગી માનીને દૂર રાખીએ છીએ, તો આખી દુનિયા આપણુને ભંગી માનીને અડવા દેતી નથી. આફ્રિકાથી આવેલા કોઇને પૂછો કે ત્યાં દારૂ પીનારો, વેશ્યાગમન કરનારો, જુગાર ખેલનારો ગોરો તમારાથી અભડાય છે કે નહિ? રેલ્વેમાં, ટ્રામમાં, ફૂટપાથ ઉપર ગોરાની સાથે આપણાથી ન ચલાય, જે જગ્યાએ ગોરા વેપાર કરતા હોય ત્યાં આપણાથી વેપાર ન થાય, જ્યાંથી તે રોટી લેતો હોય ત્યાંથી આપણાથી રોટી ન લઇ શકાય. બધે આમ નથી થતું એ હું કબૂલ કરૂં છું. હું અંગ્રેજોને અન્યાય કરૂં એવો નથી. મારે તેમની સાથે અદાવત નથી. પણ મેં ઘણી જગ્યાએ જોયેલું છે કે જ્યાં ગોરા રહે, સૂએ, પાણી પીએ અથવા ખાય, ત્યાં આપણુને રહેવાની રજા નથી. પરન્તુ ગોરાઓ તો તેમનું શરીર અભડાવાની બીકથી આરોગ્યને બહાને આપણુને દૂર રાખે છે. આત્મા અભડાશે એવું તેઓ નથી માનતા. પણ આપણે તો અન્ત્યજને અડવાથી આપણો આત્મા અભડાશે, આપણુને ઇશ્વર સજા કરશે એમ જ માનતા થઇ ગયા છીએ.

૧૭. પરંતુ એ ખોટી માન્યતા માટે ઇશ્વર તો અત્યારે જ આપણુને સજા કરી રહ્યો છે. દુષ્કાળો, સંકટ, કૉલેરા, મરકી, રાજ્યના અત્યાચાર

એ બધા કરતાં વધારે કલેશ ક્યાં હોય? માટે હું હિન્દુસમાજને વિનવીને કહું છું કે હિન્દુપણું અસ્પૃશ્યતાને પોષવામાં નથી, પણ તે દોષ ટાળવામાં છે."

૧૮. જે શક્તિ વડે આપણે મહાપાપમાંથી મુક્તિ મેળવીશું, તે શક્તિ વડે બીજા પાપોમાંથી આપણે નિકળી શકીશું, અને મારી દઢ માન્યતા છે કે જ્યાંસુધી આપણે કેટલાંક પાપકર્મોમાં પડેલા છીએ, ત્યાંસુધી હિન્દુસ્થાન મંદભાગી રહેશે જ. હું અંત્યજની સેવા કરીને આખી કોમની સેવા કરૂં છું એવી મારી માન્યતા છે. જેમ અંત્યજ દુઃખી છે તેમ બીજાઓ પણ છે, છતાં અંત્યજની ઉપર આપણે ધર્મને નામે ધાડ પાડીએ છીએ, તેથી એ ધર્મમાંથી નિકળી જવા અને નિકળવાને બીજાને સૂચવવા ચુસ્ત હિન્દુ તરીકે મારી વિશેષ ફરજ માનું છું. અંત્યજના દુઃખનો મુકાબલો પ્રજાના બીજા કોઇ પણ વિભાગના દુઃખની સાથે આપણે નહિ કરી શકીએ. અંત્યજ અસ્પૃશ્ય છે એવો ધર્મ આપણે કેમ માનીએ છીએ એ મારી બુદ્ધિ ગ્રહણ કરી શકતી નથી, અને એનો વિચાર કરૂં છું ત્યારે મારૂં હૃદય કંપે છે. આ અસ્પૃશ્યતા હિન્દુધર્મનું અંગ કદિ યે ન હોઇ શકે એવી સાક્ષી મારો આત્મા પૂરે છે. આટલાં વર્ષો સુધી તેમને અજ્ઞાનપણે અસ્પૃશ્ય ગણીને હિન્દુસંસારે પાપનો થર જમાવેલો છે, તે દૂર કરવા આખું જીવન અર્પણ કરવું એ મને જરા યે વધારે પડતું નથી લાગતું. અને હું કેવળ એ જ કાર્યની અંદર નથી રોકાઇ શકતો એટલું મને દુઃખ રહ્યાં કરે છે.

૧૯. આમાં અંત્યજની સાથે જમણવ્યવહાર કે બેટીવ્યવહાર રાખવાનો સવાલ જરા યે ઉત્પન્ન થતો નથી. કેવળ અડવાનો જ પ્રશ્ન છે. અંત્યજ મુસલમાન થાય તો હું અડું, ખ્રિસ્તી થાય તો હું એને સલામ કરૂં, ખ્રિસ્તી અથવા મુસલમાનને તે અડે, તેમને અડતાં પાપ ન માનું, પણ તે અંત્યજને અડતાં મને સંકોચ થાય! એ વિચાર મને તો અન્યાયભર્યો વિવેકરહિત અને અધર્મી જ લાગે છે. તેથી જ હું અંત્યજને અડીને મને પોતાને પવિત્ર થયેલો માનું છું, અને અનેક રીતે મર્યાદામાં રહીને હિન્દુસંસારને આ આરોપમાંથી નિકળી જવા વિનવ્યા જ કરૂં છું.

૨૦. જેમ હિન્દુ-મુસલમાને સંપથી રહેવાની જરૂર છે,તેમ હિન્દુઓએ અસ્પૃશ્યતાનું કલંક ટાળી હિન્દુધર્મ ઉપરની નામોશી દૂર કરવાની જરૂર છે. મહાસભાએ બધા હિન્દુઓને અસ્પૃશ્યતાનો ખોટો રિવાજ છોડી દેવાની આજીજી કરી છે. જો હિન્દુસ્થાનમાં સર્વત્ર આપણે અસ્પૃશ્યતાની સામે ન થયા હોઈએ, તો અત્યારે તેનો દુરુપયોગ વિરોધીઓ પુષ્કળ કરી લે એ સ્વાભાવિક છે. તમે ખચિત માનજો કે જેમ હિન્દુ-મુસલમાન વચ્ચેના અણુરાગનો લાભ સરકાર લેવા ચૂકતી નથી, તેમ હિન્દુઓમાંના આ રિવાજને લીધે ફેલાતા આપસના અસંતોષનો પણ તે પૂરેપૂરો લાભ લેવા ચૂકે તેમ નથી. સેતાન હંમેશાં છિદ્રો દ્વારા પ્રવેશ કરી સહુ જોઈ શકે એવો દરવાજો પોતાની આવજા સારૂ બનાવી લે છે. જ્યાંસુધી આવી ખામીઓ આપણામાં છે, ત્યાંસુધી આપણા સ્વરાજ્યનો પ્રયત્ન અફળ નિવડે તો કાંઈ નવાઈ નહિ.



# ૨૨. કાળી ટીલી.



૧. અસ્પૃશ્યતા એ હિન્દુધર્મનું અંગ હોય, તો તેટલી હિન્દુધર્મમાં મેતાનિયત છે એમ હું કહીશ. પણ મારી દૃઢ માન્યતા છે કે હિન્દુધર્મમાં તેવું કંઇ જ નથી. અમુક જાતિના માણસોનો સ્પર્શ ન કરવામાં ધર્મ નથી, અધર્મ છે. અસ્પૃશ્યતાને ધર્મ ગણી આપણે અનેક પાપો કર્યા છે. તેનું પ્રાયશ્ચિત્ત આપણે કરવું જ રહ્યું છે. હું કોઇની સાથે રોટીવહેવાર કે બેટીવહેવારનું નથી કહેતો. માત્ર એટલું જ કહું છું કે સ્પર્શ કરવામાં આપણે દોષ માનીએ છીએ, તે માન્યતા નિકળી જવી જોઇએ. જે વસ્તુ નરી આંખે દેખી શકાય એવી છે, તે હિન્દુઓ તેમની ઝીણી આંખે પણ કેમ નથી જોઇ શકતા; તેમની પીઠ ઉપર પાકું પડ્યું છે, તેની તેમને કેમ ખબર નથી પડતી એ મને નવાઇ લાગે છે.

૨. ગીતાજીમાં પાંચ વર્ણ લખ્યા નથી. આ પાંચમા વર્ણને મૂળના ચારમાં સમાવી દેવા તૈયાર છો? એનો એટલો જ અર્થ છે કે દુબળા વિગેરે પ્રત્યે જે જાતનું વર્તન રાખવું જોઇએ, તે જ જાતનું અંત્યજો પ્રત્યે પણ રાખવું જોઇએ. (દુબળા વિગેરેને જે ત્રાસ આપતા હો એટલો ત્રાસ અંત્યજોને પણ આપીને એ સરખાપણું દેખાડવાનું નથી.) દુબળાને જેમ નિશાળમાં, ઘરમાં આવવા દઇએ તેમ અંત્યજના બાળકોને પણ પેસવા દઇએ; દુબળા જો આપણા કૂવામાંથી પાણી ભરે, તો અંત્યજો પણ ભરે. જે વસ્તુને ધર્મ સમજીને પાલન કરીએ તેમાં પછી કંજુસાઇ રાખવી ન જોઇએ, તેમાં તો ઉદારતા રાખવી ઘટે.

૩. તમે એમ ન ગણી કહડાના કે હું તો એક વટેલેલો માણસ છું, સુધારાવાળો છું. હું ચુસ્ત હિંદુ તરીકે માનું છું કે હિંદુશાસ્ત્રોમાં અત્યારના જેવી અસ્પૃશ્યતાને ક્યાં યે અવકાશ નથી. હું કંઇ શાસ્ત્રાર્થ કરવા નથી માગતો. હું તો શાસ્ત્રોને જેવાં સમજ્યો છું તેવાંનું દોહન તમારી સામે મૂકી રહ્યો છું. આવી જાતનું અસ્પૃશ્યતાનું પાલન એ અધર્મ છે. તેનું પાલન કરશે તેને યમરાજા જરૂર પૂછશે, અને તેનું ફળ ભોગવવું પડશે.

અજ્ઞાનનું બહાનું પણ ત્યાં ચાલશે નહિ. હિંદુધર્મશાસ્ત્રોમાં કે કોઇ પણ ધર્મશાસ્ત્રમાં એમ નથી કહ્યું કે અજ્ઞાનપણે પાપ કરનારને પાપનું ફળ ભોગવવું નથી પડતું. જાણીબૂજીને પાપ આચરનારના કરતાં તેને ઓછું ભોગવવું પડે એટલું જ. પણ અજ્ઞાનપણે આચરનારને પણ કર્મનાં ફળ તો ભોગવ્યે જ છૂટકો. કર્મની એવી ન્યારી ગતિ છે. વ્યાવહારિક દૃષ્ટિએ આજે અંત્યજોને અડી લેવું ઠીક છે, એમ નહિ માનશો. તમે એમાં ધર્મ નથી એમ ખરેખર માનતા હો, તો તેમ કહી દેજો કે અમે આમાં ધર્મ ગણતા નથી.

૪. અન્ત્યજસ્પર્શને જે પાપ માને છે તેની ઉપર કંઇ બળાત્કાર કરીને તેવી ભૂલ નહિ બતાવાય; તેની સાથે ધીરજ રાખી, તેને ધર્મનું રહસ્ય સમજાવીને જ અસ્પશ્યતાનો મેલ ધોઇ શકાશે. આપણે એકબીજાના ખોટાખરા વિચારોને પણ સહન કરીને જ આગળ વધી શકીશું.

૫. અસ્પૃશ્યતા એ એક વૃત્તિ છે, વસ્તુ નથી. તેમાં શાંતિતત્ત્વના સ્વીકારની પેઠે જ હૃદયપરિવર્તનની વાત છે. એટલે તેની જ જેમ તેનું આંદોલન ચલાવી શકાય, અને જેમ શાંતિનું માપ અપવાદ રૂપે થતી અશાંતિથી કહાડી શકાય, તેમ અસ્પૃશ્યતાનું પણ કહાડી શકાય. એને ગણિતશાસ્ત્રનો હિસાબ ન લગાડી શકાય. આજે આટલા હિંદુ આટલા અંત્યજોને અડક્યા તો બધા હિંદુને બધા અંત્યજોને અડકતાં કેટલો સમય લાગે? એમ હિસાબ ન નિકળે, પણ સમય આવ્યે તેનું માપ મળી રહે છે.

૬. કોઇએ સ્વરાજ્યની લાલચે કે મને સારૂ લગાડવા ખાતર મૌન ધારણ કરવાની કે મનમાં દૂભાઇને અન્ત્યજસ્પર્શ કરવાની જરૂર નથી. જે કરવું તે વિચારપૂર્વક સમજીને કરવાથી જ આપણે લાભ ઉઠાવી શકીએ છીએ. ખોટી શરમ, બીક વિગેરે પણ સ્વરાજ્ય મળવામાં અન્તરાય રૂપ છે.

૭. જો કોઇ એમ માનતું હોય કે ગાંધી જેવા ગાંડાનો ઉપયોગ કરી લેવા ખાતર ઢેડોને અડી લઇએ, તો હું કહું છું કે તે માણસ પરમેશ્વરને, મને અને તમને છેતરશે. તેવું પાખંડ મનમાં હશે, તો તમે અંત્યજોને હાથે જ મરશો એ ખાત્રીથી માનજો.

૮. ઘણાઓ કેવળ ઢાંકપિછોડો કરવા ખાતર સ્પર્શ કરવાનો ડોળ કરે છે, પણ તદ્દન નિર્મળ મને નહિ. એમ કરેલો સ્પર્શ કડવું ફળ આપનારો થઇ પડશે. આ અસ્પૃશ્યતા અધર્મ છે; તેથી તે દિલથી નિકળે તો જ

ફળ આપે. એ કંઇ રાજ્યપ્રકરણની વાત નથી કે બીજાને છેતરીને પણ ચલાવી લેવાય. એ અંગ્રેજોને સંતોષવા કે લાંચ દેવા યોજાયેલી પ્રવૃત્તિ નથી. કેવળ આત્માને સંતોષવાની વાત છે અને તે વિષે કલ્પના પણ એવી છે કે જ્યાંસુધી હિંદુસમાજ આ પાપને નહિ કહાડે, ત્યાંસુધી તે પાપ આપણને અદૃશ્ય રીતે પણ આડે આવ્યા જ કરશે અને આપણને સ્વરાજ્ય નહિ લેવા દે. કર્મની ગતિ ગહન છે. કર્મના કાયદામાં અપવાદો નથી. સારાંનરસાં કર્મોનાં, પાપપુણ્યનાં ફળ દસ્યાદસ્ય રીતે મળ્યાં જ કરે છે.

૯. અસ્પૃશ્યતાના પાપ માટે ક્ષમા તો એક ઇશ્વર જ આપી શકે, કેમકે તે એકલો જ ઘટઘટનો અંતર્યામી છે. માણસ જ્યારે સાચા દિલથી નમ્ર બની ખુદા આગળ પોતાના ગુન્હાની તોબા કરે છે, ત્યારે ખુદા તેને માફી બક્ષે છે એવો એનો કોલ છે. જૂદા જૂદા દેશોમાં અને જૂદી જૂદી જાતિઓના લોકોને પ્રગટ થયેલાં ઈશ્વરી વચનોથી આપણને આનાં પ્રમાણ મળે છે. જાતે નબળા એવા આપણે આપણી આગળ નિખાલસ દિલથી પોતાની નબળાઇ કબૂલ કરનારા આપણા ભાઇઓ તરફ તિરસ્કારની નજરે કેમ જોઇએ?

૧૦. હું એમ ચોક્કસ માનું છું કે જ્યાંસુધી આપણે આ મેલ અંતઃકરણપૂર્વક નહિ કહાડ્યો હોય, શાંતિનો માર્ગ નહિ સ્વીકાર્યો હોય, હિંદુ મુસલમાન નિષ્કપટપણે એકદિલ નહિ થયાં હોય, ત્યાંસુધી આપણે સ્વતંત્ર થવાના જ નથી. આ ત્રણે વસ્તુનું માપ સ્થૂળ રીતે લઇ શકાય એમ જ નથી. તે સિદ્ધ ન થાય, ત્યાંસુધી સ્વરાજ્ય ન મળે, અને સ્વરાજ્ય મળશે ત્યારે એ ત્રણે સિદ્ધિઓ મળી હશે. ૭ કરોડ અંત્યજો આપણે દ્વારે પોકાર કર્યા કરતા હશે તેનો પોકાર હિંદુસમાજ સાંભળશે નહિ, ત્યાંસુધી સ્વરાજ્ય નહિ મળે તે નહિ જ મળે.

૧૧. હિંદુ વાંચનારને હું શું કહું ? જ્યાંસુધી ઢેડભંગીને સહોદર ભાઇ તરીકે હિંદુ ન ગણે, ત્યાંસુધી તે હિંદુ જ નથી એમ કહેવાની ધૃષ્ટતા હું, મને પોતાને એક ચુસ્ત હિંદુ ગણનો, કરૂં છું. ભંગીને જ્યારે હિંદુ પ્રેમે ભેટશે, ત્યારે આકાશમાંથી સુમનવૃષ્ટિ થશે, અને ત્યારે જ ખરી ગોરક્ષા થવાની છે. મનુષ્યતિરસ્કાર અને દયા એ બે વસ્તુ સાથે રહે જ નહિ. ઢેડભંગીનાં દૂષણોને પ્રેમ વડે હરાય. આપણા હૃદયમાં રહેલા ઢેડભંગી આપણા શત્રુ છે, તેઓ અસ્પૃશ્ય છે. જે દેહધારીઓને આપણે અસ્પૃશ્ય

ગણવાનું પાપ કરીએ છીએ, તે તો આપણા વહાલા છે. તેના સ્પર્શથી, તેની સેવાથી આપણે પુણ્ય સંપાદન કરીએ. ઢેડભંગીને કરડેલા સર્પના ઝેરને ચૂસનાર વૈષ્ણવ સ્નાન કર્યા વિના હવેલીએ જશે, તો હવેલી પણ પવિત્ર ગણાશે. એ તો કૃષ્ણને ઘેર સુદામા કે વિદુર પહોંચ્યા જેવું થયું. જ્યાંસુધી અસ્પૃશ્યતા રૂપી અશ્વત્થને આપણે જડમૂળથી કહાડ્યું નથી અથવા તો અસ્પૃશ્યતાનો ખરો અર્થ જાણ્યો નથી, ત્યાંસુધી સ્વરાજ્યનો ખ્યાલ સરખો યે ન કરવો જોઇએ.

૧૨. અસ્પૃશ્યતાની રૂઢિ કોઇ પાળતું નથી. આગગાડીમાં તેઓનો સ્પર્શ થાય છે; મીલોમાં તેઓ નોકર છે તેમને આપણે અડીએ છીએ; મહાવિદ્યાલયોમાં અંસજો દાખલ થયા છે તે સૌ સાંખી રહે છે. અંગ્રેજો તેમ જ મુસલમાનોને ત્યાં તેઓ માન પામે છે, અને અંગ્રેજો તેમ જ મુસલમાનોને અડતાં આપણે અચકાતા નથી. તેમનામાંના ઘણાની સાથે ભેટી આપણે માન પામીએ છીએ. ખ્રિસ્તી થયા પછી તેમને અસ્પૃશ્ય ગણવાની આપણી હિંમત પણ નથી ચાલતી. આમ જે રૂઢિ પાળી શકાય તેવી નથી, તે રૂઢિનો બચાવ શાણા હિંદુ પોતાની જૂદી માન્યતા હોય તોપણ ન કરે.

૧૩. આ અસ્પૃશ્યતામાં તિરસ્કાર નથી એ કથનને કયું વિશેષણ લગાડવું એ મને સૂઝતું નથી. આગગાડીમાં જો જાણ્યેઅજાણ્યે આપણા ડબ્બામાં ઢેડ આવે, તો તેની ઉપર પ્રહાર થાય અને ગાળોનો વરસાદ વરસે! તેને ચ્હાવાળા ચ્હા ન વેચે, દુકાનદારો તેને માલ ન આપે, અને મરતા હોય તોપણ તેને આપણે ન અડીએ. તેને આપણે આપણો એઠવાડ ખાવા આપીએ, આપણાં ઉતરેલાં મેલાં કપડાં પહેરવા આપીએ, તેને ભણાવવા કોઇ હિંદુ જાય નહિ, તેનાથી સારા મકાનમાં રહેવાય નહિ, મને ન અડશો એવો ઉચ્ચાર તેના મોંમાંથી કહડાવીએ. આનાથી વિશેષ નિશાનીઓ તિરસ્કારની શી હોઇ શકે? તેઓની દશા શું સૂચવે છે?

૧૪. જેમ યુરોપમાં ધર્મને નામે ગુલામીનું ધૂર્ત ચાલ્યું હતું, તેમ આપણામાં ધર્મને નામે ભંગી તરફનો તિરસ્કાર છે. જેમ યુરોપમાં પણ છેવટ સુધી ગુલામીનો બચાવ બાઇબલમાંથી કરનારા નિકળતા, તેમ હું પવિત્ર બચાવ કરનાર જોઉં છું. અસ્પૃશ્યતાનો દોષ આપણે હઠપૂર્વક

ધર્મમાંથી કહાડવો પડશે. તે વિના દેશમાંથી મરકી, કોલેરા, મેલેરિયા વિગેરે રોગોનો નાશ થવો અસંભવિત છે.

૧૫. ધંધામાં તો નીચતા નથી જ. દાક્તરો અને આપણી માતાઓ મેલું ઉપાડવાનો ધંધો કરે છે. કોઇ ટીકાકારે લખ્યું છે કે તેઓ તો પાછા સાફ થાય છે. જો ભંગી તેમ નથી કરતા તો તે કલંક તેઓની ઉપર નથી, આપણી ઉપર છે. જ્યારે આપણે તેઓને પ્રેમભાવે ભેટીશું, ત્યારે તેઓને સાફ રાખવાનો પ્રયત્ન પણ કરીશું. ભંગીનો ધંધો હલકો નથી. સમાજના જીવનને તે અગત્યનો છે. તે અપવિત્ર નથી. મેં પોતે દક્ષિણ આફ્રિકામાં તેમ જ અહિં ઘણી વખત હિંદીઓનાં પાયખાનાં સાફ કર્યાં છે, પણ કોઇએ તે કામને કદિ અપવિત્ર હલકું કહ્યું નથી, ઉલટાં તે કાર્યનાં વખાણ કર્યાં છે. દરેક માતા પોતાના બાળકોનું મેલું સાફ કરે છે. તેમાં સેવા રહેલી છે, મહત્તા રહેલી છે. માતાને સ્વપ્ને પણ કોણ અસ્પૃશ્ય ગણશે? આપણા એક અંગને અસ્પૃશ્ય ગણી આપણે સડાવી નાખ્યું છે, અને તેના દર્દથી આપણું આખું શરીર પીડાઇ રહ્યું છે. અંગ્રેજો આજે આપણને ભંગી ગણે છે. વસાહતોમાં આપણને વેપાર કરવાની જગ્યા અલગ આપવામાં આવે છે. રહેવાના લત્તા અને મુસાફરી કરવાને રેલગાડીના ડબ્બા આપણે માટે જૂદા હોય છે. આપણે અસ્પૃશ્ય ગણાઇએ છીએ. આપણે આ અન્ત્યજો પ્રત્યેના વર્તન રૂપી લાંબા વખતથી ચાલ્યા આવતા અન્યાયને કહાડી નાખવો જ જોઇએ.

૧૬. દરેક જગ્યાએ આપણે કેમ અંત્યજ થઈ ગયા છીએ? તેનાં કારણો હું જોયા કરૂં છું. ઇશ્વિર માણસને તેના પાપની સજા અજાયબીભરેલી રીતે કરે છે. આપણે જે આપણા ૭ કરોડને કરીએ છીએ, તે જગત્ આપણને કરે છે. આપણી ઉપર જ્યાં જોઇએ ત્યાં ડાઘ રહ્યા જ છે.

૧૭. આફ્રિકાના હબસી પણ આપણને ગુલામ સમજી તિરસ્કારે છે એ મેં જોયું છે. આપણે જ્યાંસુધી અસ્પૃશ્યની તરફ ખરેખરી દયા નહિ રાખીએ, ત્યાંસુધી આપણે જગતની મૈત્રીને પાત્ર નથી જ બનવાના. આપણા આત્માને ધર્મને બહાને છેતરીને આપણે સુસ્ત બનીએ છીએ, તેથી આપણે વધારે પછડાઇએ છીએ.

૧૮. અન્ત્યજોના કરતાં આપણી પોતાની સ્થિતિ મને વધારે દયામણી લાગે છે, કેમકે આપણે તો જગતની અને પરમેશ્વરની પાટુ ખાવાની રહી

છે. અંત્યજ આપણી પાટુ ખાય છે, પણ તેને ઇશ્વિર પાટુ નહિ મારે. અંત્યજના દોષને સારૂ પણ તેના પક્ષની વાતો, તેના અપંગપણાની વાતો રજુ થશે અને કબૂલ કરવામાં આવશે.

૧૯. અસ્પૃશ્યતાનો મેલ કહાડવો એટલે આપણા દિલનો મેલ ધોવો; એ મેલ જ્યાંસુધી નથી નિકળ્યો, ત્યાંસુધી આપણે બીજું ગમે તે સારૂં કરીએ, તોપણ તે ઉગી નિકળવાનું નથી. જે માણસના હૃદયમાં કઠોરતાએ ઘર કર્યું છે, તે માણસને સારૂ છૂટકારો જ નથી. અને જ્યારે માણસ ધર્મને નામે નિર્દય બને, ત્યારે નિર્દયતાએ તેનામાં ઘર કર્યું છે.

૨૦. ધર્મને નામે પશુવધ કરનાર માણસને પશુવધની નિર્દયતા બતાવવી મુશ્કેલ છે. સ્વાદને સારૂ પશુવધ કરનારને સમજાવવો સહેલ છે. તેથી આપણે ખૂબ ધ્યાનપૂર્વક વિચાર કરીને તિરસ્કાર કહાડીએ, તો જ આ હિંદુધર્મના સડાને દૂર કરી શકીએ. મનમાં મેલ રાખી કોઈ અંત્યજનો સ્પર્શ કરે એથી એ પાપમુક્ત નથી થવાનો.

૨૧. અંત્યજસ્પર્શનો અર્થ એ છે કે જ્ઞાતિબન્ધન જેવી સ્વચ્છ નીતિમાં જે ઝેર વ્યાપી ગયું છે તે કહાડી નાખવું, ઉંચનીચની ભાવના ભૂલી જવી અને ભ્રાતૃભાવના બધે દાખલ કરવી. એ પ્રમાણે થાય ત્યારે જ આપણે અસ્પશ્યતા કહાડી ગણાય. આજ તો એ સડો એટલો બધો વ્યાપી ગયો છે કે અંત્યજોમાં પણ એ ઉંચનીચની ભાવનાએ ઘર કર્યું છે. ઢેડભંગીનો સ્પર્શ નહિ કરીને આપણે ભંગીના મનમાં પણ પોતાને કોઇથી ઉંચ કહેવડાવવાનો વિચાર પ્રગટ કર્યો છે. એ કહાડવો એનું નામ અસ્પૃશ્યતાની ભાવના દૂર થવી, અને એ જ અર્થ 'આભડછેટ અદકેરૂં અંગ' નો છે.

૨૨ જ્યાં જ્યાં ઉંચનીચનો ભેદ જણાય, ત્યાં ત્યાં તેને ડાંભવો જોઇએ. આપણે મર્યાદાધર્મનો લોપ નથી કરવો, પણ આપણે અજ્ઞાનને મર્યાદાનું સ્વરૂપ પણ નથી આપવું. મર્યાદાનું સ્વરૂપ જાતે દુઃખ સહન કરવામાં છે, બીજાને દુઃખ દેવામાં નથી. જે બીજાને દુઃખ દે છે તે સ્વેચ્છાચારી છે, સંયમી નથી. જે સ્વર્ગ ભોગવવા અનેક પ્રકારની ક્રિયાઓ બીજાની પાસે કરાવે તે સંયમધર્મ નથી પાળતો.

૨૩. આ અસ્પૃસ્યતા અને તેમાં રહેલી નિર્દયતા દૂર કરવા સારૂ મોટી જરૂર એ છે કે આપણે હંમેશાં અસ્પૃસ્યની કંઇક પણ સેવા કરવી.

તેમનાં દુઃખ સમજવાં, તેમનાં નિરાધાર છોકરાંને પાળવાં, તેમના લત્તામાં જઇ કંઇ સેવા કરી આવવી, આપણે નિશાળ ચલાવતા હોઇએ, તો એક એ તેમનાં છોકરાંને દાખલ કરવાં, આપણી નીચે રહેતાં છોકરાંઓને તેની આવશ્યકતા સમજાવવી, દરેક ગામમાં અંત્યજવાડાની તપાસ કરી તેમાં અગવડ ન હોય તે દાખલ કરવી. એમ તેઓની ઉપર પ્રેમ રાખવાની અસર આપણા મન ઉપર એટલી બધી થશે કે આપણે પોતે દિનપ્રતિદિન શુદ્ધ થતા જઇશું અને આપણામાં રહેલી કઠોરતાનો નાશ થશે. સ્વરાજ્ય એટલે બધાનાં દુઃખોમાં ભાગ લેવાની ભાવનાનું પેદા થવું.

૨૪. આપણે આપણી પોતાની જાતિના છઠ્ઠા ભાગના માણસોને લૂંટ્યા અને ધર્મને પવિત્ર નામે તેમને જાણીજોઇને અધમ ગણ્યા એ બદલ પરદેશી આધિપત્ય અને તેની સાથે વળગેલી લૂંટનો શાપ આપણા ઉપર ઉતર્યો છે અને ઇશ્વરે કરેલી એ સજા પૂરેપૂરી વ્યાજબી છે. તેથી જ અસ્પૃશ્યતાનું નિવારણ એ સ્વરાજ્યની આવશ્યક શરત છે એમ મેં કહ્યું છે. ગુલામોના માલેક એવા આપણે પોતે જો આપણા ગુલામોને બિનશરતે મુક્ત કરવા તૈયાર ન હોઇએ, તો આપણી પોતાની ગુલામી માટે ફરિયાદ કરવાનો આપણને જરા યે હક્ક નથી. પ્રથમ તો અસ્પૃશ્યતા રૂપી પત્થર આપણી પોતાની આંખમાં છે તે, આપણા 'માલેકોની' આંખમાં પડેલી રજ કહાડવા માગીએ તે પહેલાં, આપણે કહાડી નાખવો જોઇશે.

૨૫. હિંદુઓને હું કહું છું કે તમે બહાદુર બનો અને તમારા પાપને હઠાવો. હું ધાર્મિક છું એમ માનું છું. તમે મને વહેમી પણ કહી શકો. હું માનું છું કે આ પાપમાંથી તમે મુક્ત નહિ થાઓ. અંત્યજોની તમે ક્ષમા નહિ માગો, ત્યાંસુધી બીજાં અનેક કષ્ટો તમારે માથે આવ્યાં કરશે. અસ્પૃશ્યતા એ પાપ છે એમ સમજજો. તમે જ્ઞાનપૂર્વક તમારી મલિનતાને હઠાવી શકો, તો સ્વતંત્રતાને તમે આજે હાથ કરી શકો.

૨૬. એક દૃષ્ટાંત આપીને હું તમને હિંદુધર્મની સરલતા દર્શાવવા ઇચ્છું છું. હું દક્ષિણ આફ્રિકાથી આવ્યો, ત્યારે મારી સાથે નાયડ નામનો એક પંચમ (અંત્યજ) જાતનો છોકરો હતો. ભાઈ નટેશન (અંત્યજોનું ભારે કામ કરનાર ગૃહસ્થ)ના ઘરમાં મારે અમદાવાદ જતાં મદ્રાસમાં

ઉતરવાનું થયું. મને ઘણા મિત્રોએ કહ્યું કે તું આ શું કરે છે? નટેશનની માતા એટલા બધા જૂના વિચારના છે કે તું એના ઘરમાં અંત્યજને લઈ ગયો છે એ જાણશે, તો ડોશીનું મોત જ થશે. મેં કહ્યું કે હું એ છોકરાનો ત્યાગ કરૂં એના કરતાં તો બહેતર છે કે હું નટેશનના ઘરનો જ ત્યાગ કરૂં. પણ નટેશન તો સરલચિત્ત માણસ છે. તેમણે જઇને માતુશ્રીને ખરી હકીકત જણાવી. માતાજીએ કહ્યું, કે ભલે આવવા દો. તેઓ સમજી ગયાં કે મારી સાથે આવનારો અંત્યજ મલિન નહિ જ હોય અને મેં પણ એ છોકરામાંથી બધી મલિનતા કહાડી નાખી હતી. અમે તેમના ઘરમાં ઉતર્યા અને જે કૂવેથી એ બાઈ પાણી કહાડતાં, તે જ કૂવેથી અમે પણ પાણી કહાડ્યું. આ કિસ્સામાંથી શું ફલિત થાય છે? અંત્યજેતરો પોતાની માતાઓને અને બહેનોને ભાઈ નટેશનની જેમ પવિત્રતાથી, સરલતાથી સમજાવી શકે છે. આનું તાત્પર્ય એ છે કે આ પ્રશ્નનો નિવેડો અંત્યજેતરોની સરલતા અને અંત્યજોની તપશ્ચર્યાથી જ આવશે.

૨૭. [ જ્યારે આપણે આ બાબતમાં આપણું વર્તન ફેરવીશું, ત્યારે અંત્યજવર્ગના જીવનમાં વધારે સ્વચ્છતા અને ઉજ્જવળતા આવી રહેશે. ] પણ અસ્પૃશ્યતા મટી એટલે આપણે અંત્યજના સ્પર્શથી આપણને અભડાયેલા માની નથી નહાતાં એટલું જ જોવું બસ નથી. પણ એ અસ્પૃશ્યતાનો અર્થ શો કરીએ છીએ તે વિચારી જવું. તેમાં રહેલો ભારે તિરસ્કાર છે તેને જડમૂળથી કહાડવો. આપણે જ્યાંસુધી તિરસ્કારને નથી કહાડ્યો, ત્યાંસુધી અસ્પૃશ્યતા રહેલી છે જ. તે નિકળશે ત્યારે દરેક અંત્યજ ભાઇબહેન તેને ઓળખ્યા વિના નહિ રહે.

૨૮. જોકે હિંદુઓ પોતાનું પાપ ધૂએ, છતાં તેથી યે કંઈ અંત્યજોને વૈમાન મળવાનું છે? એ પુરુષાર્થ તો તેઓએ જાતે જ કરવો રહ્યો. તેઓએ દારૂ મેલવો, એઠું અનાજ લેવાનું છોડવું, માંસાહાર છોડવો, મેલામાં મેલી ક્રિયાઓ સેવા ખાતર કરતાં છતાં સ્વચ્છ રહેવું અને પ્રભુને ભજવો. આ તો તેઓ જાતે કરે તો જ થાય. એ કંઇ બીજા તેઓને સારૂ નહિ કરી શકે. તેઓની ભૂખ ભાંગવા સારૂ તો રેંટિયો અને સાળ છે જ. હજારો અંત્યજો તે લઇને પાછા તાજા થઈ ગયા છે. સ્વદેશીની ચળવળ જ એવી

છે કે તે બધાં અંગને પોષ્યાં કરે છે અને કળા જતાં હિંદુસ્થાનની કંગાળતા તે જ વસ્તુ ભાંગશે એવી મારી તો ખાત્રી છે.

૨૯. પરમેશ્વરને મારી પ્રાર્થના છે કે અંત્યજ ભાઈઓને સન્મતિ અને ધૈર્ય આપે કે જેથી તેઓ ધર્મને ન છોડે. હિંદુઓને માટે મારી પ્રાર્થના છે કે આ પાપમાંથી—આ સેતાનિયતમાંથી—હિંદુસમાજને પરમેશ્વર મુક્ત કરે.



# ૨૩. વૈષ્ણવધર્મ અને અસ્પૃશ્યતા.



૧. જે માણસ હિંદુસ્થાનમાં હિંદુકુળમાં જન્મીને વેદ ઉપનિષદ પુરાણાદિ ગ્રંથોને ધર્મગ્રંથ રૂપે માને; જે માણસ સત્ય અહિંસાદિ પાંચ યમોને વિષે શ્રદ્ધા રાખે અને તે યથાશક્તિ પાળે; જે માણસ આત્મા છે, પરમાત્મા છે, આત્મા અજ અને અમર છે તેમ છતાં દેહાધ્યાસથી સંસારમાં અનેક યોનિમાં આવજા કર્યા કરે છે, તેને મોક્ષ છે, અને મોક્ષ એ પરમ પુરુષાર્થ છે એમ માને; જે વર્ણાશ્રમ અને ગોરક્ષાધર્મને માને; તે હિંદુ છે. જે માણસ આ બધું માનતો હોવા ઉપરાંત વૈષ્ણવ સંપ્રદાયને માનનાર કુટુંબમાં જન્મ્યો હોય અને તેનો જેણે ત્યાગ ન કર્યો હોય, જેનામાં નરસિંહ મહેતાએ તેના 'વૈષ્ણવજન' નામના (નીચે આપેલા) ભજનમાં વર્ણવેલા ગુણો થોડે ઘણે અંશે પણ હોય, અને જે તે ગુણો પૂર્ણપણે મેળવવા પ્રયત્ન કરતો હોય, તે વૈષ્ણવ છે.

૨. વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે
પરદુઃખે ઉપકાર કરે તો યે, ઉર અભિમાન ન આણે રે. ટેક.
સકલ લોકમાં સૌને વંદે, નિંદા ન કરે કેની રે
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધનધન જનની તેની રે. વૈ૦
સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. વૈ૦
મોહમાયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે
રામનામ શું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે. વૈ૦
વણલોભી ને કપટરહિત છે, કામક્રોધ નિવાર્યા રે
કહે નરસૈયો તેનું દર્શન કરતાં, કુળ એકોતેર તાર્યા રે. વૈ૦

૩. વૈષ્ણવનાં લક્ષણ નરસિંહ મહેતાએ જણાવ્યાં છે તે પરથી આપણે જોઇએ છીએ કે તે

(૧) પરદુઃખભંજન હોય,
(૨) તેમ કરતાં નિરભિમાની હોય,
(૩) સહુની વંદના કરે,
(૪) કોઇની નિંદા ન કરે,
(૫) વાચ દઢ રાખે,
(૬) કાછ દઢ રાખે,
(૭) મન દઢ રાખે,
(૮) સમદષ્ટિ હોય,
(૯) તેથી તૃષ્ણારહિત હોય,
(૧૦) એકપત્નીવ્રત પાળે,
(૧૧) સત્યવ્રત પાળે,
(૧૨) અસ્તેય પાળે,
(૧૩) માયાતીત હોય,
(૧૪) તેથી વીતરાગી હોય,
(૧૫) રામનામમાં તલ્લીન હોય,
(૧૬) તેથી તે પવિત્ર હોય,
(૧૭) લોભરહિત હોય,
(૧૮) કપટરહિત હોય,
(૧૯) કામરહિત હોય,
(૨૦) ક્રોધરહિત હોય.

૪. આમાં વૈષ્ણવશિરોમણિ નરસિંહે અહિંસાને પ્રથમ સ્થાન આપ્યું છે, એટલે જેનામાં પ્રેમ નથી તે વૈષ્ણવ નથી. જે સત્યનું પાલન નથી કરતો, જેણે સર્વ ઇંદ્રિયો ઉપર જય નથી મેળવ્યો, એ વૈષ્ણવ નથી. તેના પ્રભાતિયાંમા તેણે શીખવ્યું છે કે વેદ ભણવાથી, વર્ણાશ્રમ પાળવાથી, કંઠી બાંધવાથી કે તિલક કરવાથી વૈષ્ણવ થવાતું નથી. એ બધાં પાપનાં મૂળ હોઇ શકે. પાખંડી પણ માળા પહેરી શકે, તિલક કરી શકે, વેદ જાણી શકે, રામનો જપ મુખે જપી શકે. પણ પાખંડી રહીને સત્યાચરણી ન થવાય; પાખંડી છતાં પરપીડાનું નિવારણ ન કરી શકાય; પાખંડી છતાં વાચ કાછ મનને નિશ્ચળ ન રાખી શકાય.

૫. આ સિદ્ધાંતો તરફ હું ધ્યાન ખેંચી જાઉં છું, કેમકે અંત્યજને વિષે મારા જેવા વિચારો તો ઘણા યે ધરાવે છે, તેમને ઘણા યે અડે છે; પણ મારી ઉપર કેટલાકને રોષ આવે છે તેનું કારણ તો હું એ સમજું છું કે મને તેઓ બીજી રીતે મર્યાદાધર્મ પાળનારો અને સારો માને છે, તેથી અંત્યજ વિષેના મારા વિચારો રૂપી તેઓએ માનેલી ભૂલ તેઓ સાંખી નથી શકતા. તેઓ માને છે કે મારા આ વિચારો સ્વરાજ્ય પ્રત્યેની આપણી ગતિને પણ રોકે છે. કોઈ તો એમ પણ માને છે કે મેં હાથે કરીને આપત્તિ વહોરી લઇને મારી હઠથી સ્વરાજ્યની નાવને તોફાનમાં નાખી છે.

૬. આ ઉપરાંત ઘણા માણસો એમ ધારે છે કે રાષ્ટ્રીય શાળાઓમાંથી અંત્યજોનો બહિષ્કાર નહિ કરૂં, તો સ્વરાજ્યની ચળવળ ઉંધી વળી જશે.

મારામાં જરા યે વૈષ્ણવપણું હશે તો અંત્યજોનો ત્યાગ કરી મળનાર સ્વરાજ્યનો ત્યાગ કરવાનું બળ પણ મને ઈશ્વર આપશે.

૭. રેલગાડીમાં, હોટલોમાં, અદાલતોમાં, મીલોમાં અસ્પૃશ્યતા નડતી નથી, ત્યારે નિશાળમાં જ્યાં શિક્ષકની દેખરેખ નીચે સુઘડતાના નિયમો જાળવીને જ બેસી શકાય, ત્યાં જ અસ્પૃશ્યતાને કાયમ રાખવી? મુસલમાન પારસી, ખ્રિસ્તી, યહુદીને આપણે અસ્પૃશ્ય નથી ગણતા, અસ્પૃશ્ય ગણીને તેમને ભાઈ નથી બનાવી શકતા; તો પછી હિંદુધર્મનું જ જે એક અંગ છે તેને રાષ્ટ્રીય નિશાળોમાં જેમાં ઇતર જાતિ આવી શકે તેમાં પા. અંત્યજને અસ્પૃશ્ય ગણવા!

૮. ખરી બીના આમ હોવાથી જે શાળાઓમાં બીજા વર્ગો અને વર્ણો આવે તેમાંથી અંત્યજોનો બહિષ્કાર ન થાય એ ઠરાવ મને પ્રિય છે.

૯. વૈષ્ણવધર્મનું મૂળ દયા છે. અંત્યજો પ્રત્યેની આપણી વર્તણુકમાં હું તો દયાનો છાંટો સરખો યે નથી જોતો. અંત્યજોને ગાળ વિના તો આપણામાંના ઘણા બોલાવતા જ નથી. ભૂલ્યેચૂક્યે તે આપણા ડબ્બામાં બેસે તો તેની ઉપર ગાળોનો વરસાદ વરસે છે. તેને આપણે જાનવરને આપીએ છીએ, તેમ એઠું અનાજ આપીએ છીએ. તેને તાવ આવે, સર્પ કરડે, તો આપણા વૈદ્ય કે દાક્તર તેની દવા કરવા નહિ જાય. જો જાય તો આપણું ચાલે ત્યાંસુધી તેને આપણે અટકાવીએ છીએ! અંત્યજને રહેવાને ખરાબમાં ખરાબ લત્તા, તેને સારૂ ન દીવાની ન રસ્તાની સગવડ. તેને સારૂ કૂવા ન હોય. જાહેર કૂવા, ધર્મશાળા, વિદ્યાલયોનો તેમને ઉપયોગ ન મળે. તેની પાસેથી કઠણમાં કઠણ સેવા લઇ આપણે તેને ઓછામાં ઓછો પગાર આપીએ છીએ. તેને તો ઉંચે આભ અને નીચે ધરતી છે. આ કંઇ વૈષ્ણવધર્મની નિશાની છે? આને દયાધર્મ કહેવો કે ક્રૂરતાધર્મ કહેવો? અંગ્રેજી સરકાર, જેની સાથે આપણે અસહકાર માંડ્યો છે, તે પણ આપણો આટલે દરજ્જે તિરસ્કાર નથી કરતી. આપણે તો આપણી અંત્યજો પ્રત્યેની ડાયરશાહીને ધર્મ માનીને પોષીએ છીએ.

૧૦. અસ્પૃશ્યતાને બુદ્ધિ ગ્રહણ કરી શકતી નથી. તે સત્યનો, અહિંસાનો વિરોધી ધર્મ છે, તેથી ધર્મ જ નથી. આપણે ઉંચા અને બીજા નીચા એ વિચાર જ નીચ છે. જે બ્રાહ્મણમાં શૂદ્રનો–સેવાનો–ગુણ નથી એ કંઈ બ્રાહ્મણ નથી. બ્રાહ્મણ તો એ કે જેનામાં ક્ષત્રિયના, વૈશ્યના અને શૂદ્રના

બધા ગુણો છે અને તે ઉપરાંત જ્ઞાન છે. શૂદ્ર કંઇ જ્ઞાનથી કેવળ વિમુખ નથી. તેનામાં સેવા પ્રધાન છે. વર્ણાશ્રમધર્મમાં ઉંચનીચની ભાવનાને અવકાશ નથી. વૈષ્ણવસંપ્રદાયમાં તો ભંગીઓ, ચાંડાલ ઇત્યાદિ તરી ગયા છે. જે ધર્મ જગત્ માત્રને વિષ્ણુ સમ જાણે છે, તે અંત્યજને વિષ્ણુથી રહિત કેમ માને?

૧૧. મારી નમ્ર માન્યતા એવી છે કે અંત્યજો પ્રત્યેનો મારો ભાવ મારા વૈષ્ણવધર્મને દીપાવે છે; તેમાં મારી શુદ્ધ દયા રહેલી છે; તેમાં મારી મર્યાદાની શુદ્ધતા સિદ્ધ થાય છે.

૧૧. કેટલાક વૈષ્ણવો માને છે કે હું તો વર્ણાશ્રમધર્મ લોપ કરી રહ્યો છું. મારી તો માન્યતા છે કે વર્ણાશ્રમધર્મને હું મલિનતામાંથી ઉગારી લઇ તેનું સાચું સ્વરૂપ પ્રગટ કરી રહ્યો છું. હું કંઇ પાણી, રોટી કે બેટી વ્યવહારની હિમાયત નથી કરી રહ્યો. હું તો કહું છું કે કોઈ પણ મનુષ્યને અડતાં આપણે પાપ કરીએ છીએ એ ભાવનામાં જ પાપ રહેલું છે.

૧૩. રજસ્વળાનો દાખલો આપી અંત્યજની અસ્પૃશ્યતાનો બચાવ કરવામાં આવે છે, તેને મારી મતિ તો અજ્ઞાન માને છે. રજસ્વલામાં રહેલી બહેનને અડી જઇએ, તો તેને આપણે પાપ નથી માનતા, પણ આપણે તેને અડી જઇએ, તો શારીરિક શૌચના નિયમનો ભંગ થયો જાણી આપણે નાહી નાખી સ્વચ્છ થઇ લઇએ છીએ. જે અંત્યજ ભાઇએ મેલું કાર્ય કર્યું હોય, તેનો તે ન નહાય અથવા બીજી રીતે સ્વચ્છ ન થાય ત્યાંસુધી સ્પર્શ ન કરવો અથવા આપણાથી થઈ ગયો હોય તો આપણે નાહી લેવું એ હું સમજી શકું છું, પણ અંત્યજકુળમાં જન્મેલાનો સર્વથા ત્યાગ કરવો એ ધર્મ હોય એમ મારો આત્મા સ્વીકારી જ નથી શકતો.

૧૪. હું તો માનું છું કે આપણે વાવ્યું તેવું લણીએ છીએ. આપણે અંત્યજોનો તિરસ્કાર કરી જગતના તિરસ્કારને પાત્ર બન્યા છીએ.

૧૫. વળી અંત્યજ કોને કહેશો? વણકર અંત્યજ? ચામડાના લખપતિ વેપારી છે તે અંત્યજ? કે કાંચન બધું સ્વચ્છ કરે છે તે? જેણે ચમારનો ધંધો છોડ્યો છે, જે ભંગી મોટર હાંકે છે, મીલમાં કામ કરે છે, હંમેશાં નહાય ધૂએ છે તે પણ અસ્પૃશ્ય?

૧૬. પણ હું દલીલ શાને કરૂં? જેને અસ્પૃશ્ય માનો તેને અડવામાં પાપ માનો ત્યાંસુધી નહાવું હોય તો નહાઓ, પણ મારી અરજ તો એ છે

કે જેમ રજસ્વલામાં આવેલી માતાનો તમે તિરસ્કાર નથી કરતા, પણ તેની સેવા કરો છો, તેમ અંત્યજનો પણ તિરસ્કાર ન કરતાં તેમની સેવા કરો. તેમને સારૂ કૂવા ખોદાવો, તેમને સારૂ નિશાળો બંધાવો, તેમને દવા આપો, તેમને સારૂ વૈદ્ય મોકલો, તેમના દુઃખમાં ભાગ લઇ તેમની આંતરડીની દુવા લ્યો. તેમને સારી જગ્યામાં રાખો, તેમને સારો પગાર આપો, તેમને માન આપી, બોધ કરી, તેને નાનો ભાઈ સમજી, તેની પાસે મદ્યપાન ગોમાંસાહાર ઇત્યાદિ છોડાવો. જેઓ છોડે તેમને ઉત્તેજન આપો. અંત્યજને જે કુટેવો પડી હોય તે પણ પ્રેમપૂર્વક છોડાવો, તેઓને સ્નાનાદિના નિયમો બતાવો, તેઓને માંસાહાર છોડવા સમજાવો, તેઓ ગોરક્ષાનો ધર્મ પાળે એ બતાવો એ જેટલો તેઓનો સ્પર્શ જરૂરનો છે, તેટલું જ જરૂરનું છે. એમ કરતાં તમે જોઇ શકશો કે આભડછેટ અદકેરું અંગ છે.

૧૭. "જો ઢેડભંગી ભણશે ગણશે, તો નોકરી કે વેપારમાં ભળવા માગશે અને તેઓનું કામ કોણ કરશે?" આવો પ્રશ્ન ઘણાંને થાય છે. આ પ્રશ્ન જ અસ્પૃશ્યતાને આપણે જે રીતે અત્યારે જાણીએ છીએ, તેની ભયંકરતા બતાવે છે. ભંગી પોતાનો ધંધો છોડે એવું હું ઇચ્છતો નથી. પણ મેલું ઉપાડવાનો ધંધો વૈષ્ણવને છાજે તેવો પવિત્ર અને આવશ્યક છે એમ બતાવવાનો આશય છે. એ ધંધો કરનારા હલકા નથી, પણ બીજા ધંધાદારીઓની સાથે સરખો હક્ક ધરાવનારા છે અને તેઓની પ્રવૃત્તિથી દેશ રોગોમાંથી બચે છે, તેથી તેઓ વૈદ્યાદિની જેમ માનનીય છે.

૧૮. અંત્યજો પ્રત્યેના સામાન્ય વર્તનમાં કેવળ દ્વેષ જ ભર્યો છે. ભણે એટલે ભંગીપણું ન જ કરે એ ખ્યાલ જ મને તો ખોટો લાગે છે. પણ તેવા ખ્યાલનું કારણ પણ આપણે જ છીએ. ભંગીના ધંધાને આપણે નીચ માનીએ છીએ, પણ ખરૂં જોતાં એ તો શૌચનું કાર્ય હોઇ પવિત્ર છે. મા બચ્ચાનું મેલું ઉપાડે છે, તેથી તે વધારે પવિત્ર ગણાઇ છે. રોગીની સારવાર કરનારી બાઇ જે અતિશય દુર્ગંધવાળી વસ્તુઓ ઉઠાવે છે, તેને આપણે માન આપીએ છીએ. જે હંમેશાં આપણાં પાયખાનાં સાફ રાખી આપણને નીરોગી રહેવામાં મદદ કરે છે, તેની આપણે પૂજા કેમ ન કરીએ? તેને ઉતારીને આપણે ઉતર્યા છીએ. કોઇને કૂવામાં ઉતારનાર પોતે પણ ઉતરે છે. તેથી આપણને ભંગી ઇત્યાદિ જાતિને નીચ સમજવાનો અધિકાર જ નથી.

૧૯. ભોજો ભગત મોચી હતા, છતાં આપણે તેમનાં ભજનો આદરપૂર્વક ગાઇએ છીએ અને તેમને પૂજીએ છીએ. રામાયણનો કયો વાંચનાર નિષાદની રામભક્તિ નિહાળી તેની પૂજા નથી કરતો? વળી ભંગી ઇત્યાદિ જો પોતાનો ધંધો છોડે, તો આપણને તેનો વિરોધ કરવાનું કે ગભરાવાનું કારણ નથી. આપણે કોઇની પાસે બળાત્કારે કશું કરાવવા માગીએ, ત્યાંસુધી સ્વરાજ્યને લાયક જ ન બનીએ. આપણાં પાયખાનાં સાફ રાખતાં આપણે શીખી લેવું જોઇએ. જ્યારે આપણે આપણાં પાયખાનાં મેલાં રાખતાં શરમાઇશું, ત્યારે આપણાં પાયખાનાં વાંચનગૃહ જેવાં સાફ રહેશે. પાયખાનામાં રહેલો મેલ, તેમાં રહેલી દુર્ગંધ અને તેથી ઉપજતા અનેક વાયુઓ આપણી સભ્યતાને કલંકિત કરે છે, આરોગ્યના આપણા નિયમોનું અજ્ઞાન સૂચવે છે. આપણાં પાયખાનાંની હાલત આપણી અંત્યજ પ્રત્યેની મેલી દશાનો પૂરાવો છે, આપણામાં નિપજતા અનેક રોગોનું કારણ છે. બીજી કોમોના સંસર્ગથી આપણે વટલાઇશું કે અભડાઇશું એ વાત આપણી નબળાઇ સૂચવે છે. સંસારમાં સંસર્ગો રહ્યા જ છે, છતાં આપણે નિર્દોષ રહી શકીએ તેમાં જ ધર્મની પરીક્ષા રહેલી છે. ભંગી ઇત્યાદિ જાતિઓને સ્વચ્છ બનાવવી, આગળ લાવવી, તેમનું સન્માન કરવું એ દયાધર્મ છે. આમ કરવામાં તેમની કોઇની સાથે ખાવાપીવાની જરૂર નથી, પણ હૃદયના ભાવો શુદ્ધ કરવાની જરૂર છે.

૨૦. અંત્યજને આપણે તરછોડ્યાઃ તેઓને આપણું એઠું સડેલું અન્ન ખાવા આપ્યું અને મનને મનાવ્યું કે આપણે પુણ્ય કર્યું. તેઓને આપણે ઓછામાં ઓછો પગાર આપી તેઓને ભીખ માગતા બનાવ્યા. આપણો કચરો ઉપડાવ્યો એટલું જ નહિ, પણ કચરો ખવડાવ્યો. આપણો ઉતાર તેઓનો શૃંગાર બનાવ્યો. પરિણામ એવું આવ્યું છે કે હવે અંત્યજવર્ગ ભીખ માગી રાજી થાય છે, એઠું લાવે ત્યારે મગરૂર બને છે. સડેલું અનાજ જ્યારે તેઓના ઘરમાં આવે, ત્યારે છોકરાંઓ નાચે. જેના ગુલામ પોતાની ગુલામીમાં મહાલે, તે માલેકના પાપની સીમા આવી. તેમ હિંદુનું થયું છે.

૨૧. એક અંત્યજ બાળને સારા થવાને સારૂ, જૂઠું અનાજ ખાવાની ના પાડવાને સારૂ, માર પડ્યો. તે આપણું બાળ હતું, અને એ બાળક કેવું પવિત્ર! માર ખાતાં છતાં માંસ ખાવાની ના! એવા બાળકને અસ્પૃશ્ય ગણીને તેની સ્થિતિ કેવી? તે સ્વરાજ્ય શું ભોગવે? તે રક્ષા કોની કરે?

૨૨. પણ અત્યારે હું અંત્યજેતર હિંદુ માબાપોને અસ્પૃશ્યતા વિષે કંઈ નથી કહેવા માગતો. તેઓ અંત્યજ બંધુની ઉપર દયા સરખી નહિ રાખે? શું તેઓને સડેલું, મેલું જૂઠું અન્ન આપવું એ પણ શાસ્ત્ર છે? શું તેઓને ઓછામાં ઓછો પગાર આપવો એ શાસ્ત્ર છે? દરેક માબાપને હું વિનવું છું કે તે

(૧) રાંધેલું અનાજ ન આપે.
(૨) માત્ર સૂકું, વગર રાંધેલું અનાજ આપે.
(૩) તેને વિદેશી કે મેલાં સડેલાં કપડાં ન આપે.
(૪) તેનો પગાર ઓછો હોય તો વધારે.
(૫) જે આપે તે પ્રેમપૂર્વક આપે.



# ૨૪. શાસ્ત્રનિર્ણય અને અસ્પૃશ્યતા.



૧. હિંદુધર્મને નામે કે શાસ્ત્રને નામે જેટલું કહેવાતું હોય તે બધું સત્ય જ છે એવું માનવું એ ભયંકર છે. આપણાં શાસ્ત્રો બધાં વિચારપૂર્વક અને અજ્ઞાનપૂર્વક લખાયાં છે એમ માની લેવાનું કારણ નથી. જેમાં શુદ્ધ જ્ઞાન છે એ જ શાસ્ત્ર છે એમ અર્થ કરીએ, તો પછી કહી શકાય કે બધાં શાસ્ત્રો જ્ઞાનપૂર્વક લખાયાં છે. એ વિચાર પ્રમાણે જેમાં નરમેધાદિની વાતો આવે છે તેને અજ્ઞાન માનવું. તે વાત શુદ્ધ શાસ્ત્રોમાં પાછળથી પણ આવી હોય. આ શોધખોળ કરવાની આત્માર્થીને જરૂર નથી. તે ઇતિહાસ જાણનારને કામની વસ્તુ છે. આપણે દરેક લખાણ કે બોલમાંથી તત્ત્વ ગ્રહણ કરવાનું છે. બધાં શાસ્ત્રોને શાસ્ત્રો માની તેમાંના અનર્થને અર્થ કહી બેસાડવાની ભાંજગડમાં આપણે પડીએ શાના? હિંદુસ્થાનમાં તેમ જ બીજી જગ્યાએ જ્ઞાન અને અજ્ઞાનની જોડી સાથે રહેલી છે એટલે કાલીને ભોગ વિગેરે અન્યાયો આપણા ધર્મને નામે ચાલતા જોઇએ છીએ. આપણું પહેલું સૂત્ર એ છે કે આત્માને જાણવો. એ પાઠ ભણ્યા, જાણ્યા પછી બધું પોતાની મેળે ઉકેલીને સમજી શકાશે.

૨. શાસ્ત્રનિર્ણયમાં બુદ્ધિને સ્થાન નથી, તેથી હું તો દૂભાઉં. જેને બુદ્ધિ સમજે નહિ, જે હૃદયમાં વાંચે, તે શાસ્ત્ર હોય નહિ એમ હું માનું છું; અને મને લાગે છે કે જેને કેવળ ધર્મ આચરવો છે, તેણે તે સિદ્ધાંત કબૂલ કરવો જ જોઇએ. એમ ન હોય તો આપણને ધર્મભ્રષ્ટ થવાનો ભય રહે. જે અક્કલથી ઉલટું હોય તે શાસ્ત્ર તરીકે ઓળખાય તોપણ શાસ્ત્ર ન હોય. અનીતિ શીખવે એ શાસ્ત્ર ન હોય. ગીતાજીનો અર્થ મેં એવો સાંભળ્યો છે કે દુષ્ટ સગાં હોય, તો તેને પણ આપણે પશુબળથી હઠાવી શકીએ–હઠાવવાં એ ધર્મ છે. રામે રાવણને માર્યો તેથી આપણે જેને રાવણ માનીએ તેનો સંહાર કરવો એ ધર્મ છે? મનુસ્મૃતિમાં લખ્યું છે કે માંસાહાર કરાય; તેથી શું વૈષ્ણવ માંસાહાર કરી શકે છે? રોગ થાય ત્યારે તેનું નિવારણ કરવા ગોમાંસ પણ ખાઈ શકાય એમ મેં શાસ્ત્રીઓ અને

સંન્યાસીનો દાવો કરનારને મુખે સાંભળ્યું છે. આ બધા શાસ્ત્રાર્થોને કબૂલ રાખી મેં સગાંઓનો સંહાર રચ્યો હોત, મેં અંગ્રેજોને મારી નાખવાની સલાહ આપી હોત, અને માંદગીમાં મેં ગોમાંસ ભક્ષણ કર્યું હોત, તો મારી કેવી દશા થાત ? મેં આવે સમયે મારી બુદ્ધિએ કબૂલ રાખ્યો, મારા હૃદયે માન્યો, તેને જ ધર્મ માન્યો તેથી હું બચી શક્યો છું, અને બધાને તેમ કરવાની સૂચના કરૂં છું.

૩. તેથી જ નિર્મળ તપસ્વીઓએ આપણને શીખવ્યું છે કે જે વેદાદિ ભણે છે, પણ જે ધર્મ આચરતા નથી તે વેદિયા કહેવાય; તે નથી તરતા, નથી તારતા. તેથી જ વેદાદિને કંઠ કરનારાથી અથવા તેની ટીકાઓ યાદ રાખનારાથી હું અંજાઇ જતો નથી; અને તેઓના જ્ઞાનથી ચકિત ન થતાં મારૂં અલ્પ જ્ઞાન હું વધારે કિંમતી ગણું છું.

૪. હું વિનયપૂર્વક કહેવા ઇચ્છું છું કે જાહેરસેવા કરનારનો ધર્મ પ્રજાના પ્રવાહની જે ગતિ હોય તેમાં તણાવાનો નથી, પણ જો તે ગતિ અવળી હોય તો તેને સવળી કરવાનો છે.

૫. મને શાસ્ત્રનું જ્ઞાન નથી, મને અનુભવ નથી, હું હઠીલો છું, એમ કહી મને હિંદુપણામાંથી દૂર કરી શકાય એમ નથી. જ્યાંસુધી હું માનું છું કે હિંદુપણાની પરીક્ષા સદાચરણમાં જ છે—વાદમાં, વાક્ચાતુર્યમાં કે શાસ્ત્રાર્થમાં નથી—ત્યાંસુધી હું મારો દાવો છોડવા ઇચ્છતો નથી.

૬. આપણે શાસ્ત્રાર્થની જંજાળમાં એટલા ઊંડા ઉતરી ગયા છીએ કે ધૂળનું ધાન કરવાને બદલે ધાનને ધૂળ કરી મૂકી છે; સાળ છોડીને કુશકાને વળગી ગયા છીએ; માખણ મેલીને ફીકી છાશ પાછળ દોડ્યા છીએ! હાલનું વાતાવરણ સૂચવે છે કે આપણે ગાનારના યુગમાંથી કરનારના યુગમાં પ્રવેશ કરવાની અણી ઉપર આવ્યા છીએ. [ એટલે આપણા વિચારને તથા વર્તનને ફક્ત હૃદયનો જ નહિ, પરંતુ બુદ્ધિનો પણ ટેકો હોય ત્યારે જ કર્તા તરીકે આપણે કંઇક ચિરસ્થાયી કરી શકીએ. આપણી ઘણી માન્યતાઓ પાયા વગરની છે, જેમકે વર્ણ પાંચ છે અને હોવાં જોઇએ, પણ ખરૂં જોતાં ] વર્ણ પાંચ નથી પણ ચાર છે. અસ્પૃશ્યતા સંયમ નથી, એ વર્ણાશ્રમની મર્યાદા નથી. વર્ણેતરને પણ અસ્પૃશ્ય ગણવા એ દયાધર્મ નથી, પણ કઠોરતાધર્મ છે. રક્તપિત્તથી પીડાતાના સ્પર્શથી આત્મા

અભડાતો નથી; ઉલટું જો સેવાભાવથી એવો સ્પર્શ થયો હોય, તો તો આત્મા ચડે છે. અંત્યજમાં ભંગીની સેવા કરવી એ ધર્મ છે; દર્દથી પીડાતા ભંગીની સારવાર પ્રથમ કરવી એ દયા છે. ભંગીએ મેલું ઉપાડ્યું હોય, તો નહાવું એ શૌચક્રિયા છે, આવશ્યક છે; પણ ન નહાવું એ અધોગતિને પહોંચાડનારું નથી. ભંગીને આવશ્યક સમયે ન અડવામાં પાપ હોઈ શકે. નાહી ધોઈ આવેલા ભંગીને આદરપૂર્વક આપણી જોડે ન બેસાડવામાં પાપ છે; અને તેના સ્પર્શથી પાપ છે એમ માનવામાં અજ્ઞાન છે.

૭. આપણામાંના જેઓ સમજે છે કે કોઈને પણ અડવામાં પાપ ન હોય અને દેહશુદ્ધ થયેલા ભંગીને અડીને નહાવામાં પાપ છે, તેઓ ભંગી ઇત્યાદિ વર્ગની સેવા કરતાં વખતોવખત તેમનો સ્પર્શ કરશે, ત્યારે જ એ મેલ જવાનો છે. બાકી અંત્યજનો સો પેઢી સુધી પણ સ્પર્શ કરવો એ પાપ છે એમ કહેનારા અને માનનારા તો મળ્યાં જ કરશે. તેમને આપણે વિનયપૂર્વક પણ તેટલા જ આગ્રહપૂર્વક થયેલા આપણા વર્તનથી અને તેનાં શુભ પરિણામોથી જીતી શકશું.

૮. મેં તો અસ્પૃશ્યતા જે પ્રમાણે આપણે આચરીએ છીએ તેને પાપ રૂપ માની તેનો ત્યાગ કરવાનું ધાર્મિક દૃષ્ટિએ જ સૂચવ્યું છે. ધાર્મિક દૃષ્ટિએ પોતાના જીવનને ઘડનાર ધર્મકોટમાંની એક પણ ઈંટ નબળી ન થવા દે.

૯. મારી માન્યતા છે કે શાસ્ત્ર વાંચવાથી જ ધર્મનું સ્વરૂપ નથી મળતું. યમાદિ પાળ્યા વિના શાસ્ત્ર વાંચવાથી માણસ આડે રસ્તે ચડે છે એમ આપણે હંમેશાં જોઈએ છીએ. પંડિતાઈ મેળવવા સારૂ જેણે શાસ્ત્ર વાંચ્યાં હોય તેની પાસેથી હું શાસ્ત્રનો અર્થ ગ્રહણ નહિ કરૂં. મારાં આચરણની રેખા હું પ્રોફેસર મેક્ષમુલરનાં* બહોળા વાંચનથી લખાયેલાં શાસ્ત્રોમાંથી ન દોરૂં. આધુનિક કાળમાં શાસ્ત્ર જાણવાનો દાવો કરનારા ઘણા કેવળ અજ્ઞાની અને દંભી જોવામાં આવે છે. હું ધર્મગુરુની શોધમાં

---

* પ્રો. મૅક્ષમુલર—(૧૮૨૩-૧૯૦૦). સંસ્કૃત અને વેદાંતના ઊંડા અભ્યાસી જર્મન પ્રોફેસર. ઈ. સ ૧૮૪૬ માં જર્મનીથી તેઓ ઈંગ્લાંડ ગયા અને ત્યાં ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં આધુનિક ભાષાઓના પ્રોફેસર તરીકે લાંબો વખત કામ કર્યું. તેમણે ઉપનિષદો વિગેરે ભાષાંતર કરી 'પૂર્વના ધર્મગ્રન્થો' (Sacred Books of the East) માં છપાવ્યા છે.

છું. ગુરુની આવશ્યકતા છે એમ માનું છું. પણ મારી નજરે યોગ્ય ગુરુ ચડ્યો નથી, ત્યાંસુધી હું જ મારો ગુરુ થઇ બેઠો છું. એ માર્ગ વિકટ છે છતાં આ વિષમ કાળમાં એ યોગ્ય લાગે છે.

૧૦. મારી ધાર્મિક જવાબદારી પૂરી સમજીને હું આ હિલચાલમાં ભાગ લઉં છું. કાળ જતાં નર્મદાશંકરની જેમ વિચારો બદલાય તેવું ભવિષ્ય એક ટીકાકારે મારે વિષે પણ ભાખ્યું છે. જો તેવો સમય આવે તો તે વેળા મેં હિંદુધર્મનો, ધર્મમાત્રનો જ ત્યાગ કર્યો સમજાશે. હિંદુધર્મને ઉપર્યુક્ત કલંકમાંથી છોડાવતાં આ દેહ પડે, તોપણ તેમાં વિશેષ કંઈ નથી એવી મારી દૃઢ માન્યતા છે. જે ધર્મમાં નરસિંહ મહેતો ઇત્યાદિ થયા છે, તે ધર્મમાં અસ્પૃશ્યતાને અવકાશ જ ન હોય.

૧૧. અસ્પૃશ્યતાને પાપ માનવું એ પાશ્ચાત્ય વિચાર છે એમ કહેવું પાપને પુણ્ય મનાવવા બરોબર છે. અખો ભગત કંઇ પશ્ચિમની કેળવણી નહોતા પામ્યા; પણ તેણે જ ગાયું છે કે ' આભડછેટ અદકેરું અંગ ' છે. આપણા દોષો કહાડવાના પ્રયત્નોને ઇતરધર્મનાં અંગ ગણી દોષોને સંઘરવા એ ધર્માંધપણું છે, અને તેથી ધર્મની અવનતિ થાય છે.

૧૨. અંત્યજનું અંતઃકરણ મેલું છે? શું જન્મથી જ અંત્યજ મનુષ્ય નથી? શું અંત્યજ પશુ કરતાં પણ કનિષ્ટ છે?

૧૩. અસ્પૃશ્યતા એ હિંદુધર્મનું દૂષણ છે; પડતીને વખતે આપદ્ધર્મ તરીકે તત્કાળને માટે દાખલ થયેલી એ એક વ્યવસ્થા હોવાનો સંભવ છે. એ અવ્યાપક છે; તેને શાસ્ત્રોમાં સ્થાન નથી. જે શ્લોકોને એના ટેકામાં ટાંકવામાં આવે છે તે ક્ષેપક છે, અથવા તો તેના અર્થ વિષે મતભેદ છે. વૈષ્ણવોએ અસ્પૃશ્યતાને ધર્મ રૂપે વર્ણવેલી નથી. અસ્પૃશ્યતાનો દહાડેદહાડે લોપ થતો જાય છે. રેલમાં, સરકારી નિશાળોમાં, તીર્થક્ષેત્રોમાં, અદાલતોમાં તેને સ્થાન નથી. મીલોમાં અને બીજાં મોટાં કારખાનાંઓમાં અંત્યજોનો સંપૂર્ણ સ્પર્શ છે. આમ જે સ્પર્શ વૈષ્ણવો પાપ માનતા છતાં કરે છે તેને વિચારપૂર્વક પુણ્ય માનીને તેઓ કરે એવી મારી પ્રાર્થના છે. ગીતાજી પણ એ જ કહે છે; સમદર્શીને બ્રાહ્મણ, શ્વાન, અંત્યજ બધા સરખા છે. 'નરસૈંયો' ગાય છે કે વૈષ્ણવમાં સમદૃષ્ટિ હોવી જોઇએ. અંત્યજને સર્વથા અસ્પૃશ્ય ગણવા છતાં તેમના તરફ પણ પોતે સમદર્શી રહી શકે છે એવો દાવો વૈષ્ણવો નહિ કરી શકે.

૧૪. મેં અનેક અંત્યજોને સરળ ચિત્તના, પ્રામાણિક, જ્ઞાની અને ઈશ્વરના ભક્ત ભાળ્યા છે. તેવાઓને સર્વ પ્રકારે હું વંદનીય ગણું છું. જેઓ ડિગ્રી વિનાના આપણા અભણ દાક્તર છે, તેમનો અનાદર કરી આપણે પાપમાં પડીએ છીએ, અને વૈષ્ણવધર્મને એબ લગાડીએ છીએ.

૧૫. પણ અસ્પૃશ્યતા અને વર્ણાશ્રમ એ બેને કેટલાક એક જ વસ્તુ માનતા જણાય છે. મારી અલ્પમતિ પ્રમાણે વર્ણાશ્રમ એ ધર્મ છે, શાશ્વત છે, વ્યાપક છે, કુદરતને અનુકૂળ છે અને વ્યવહારવ્યવસ્થા છે; હિંદુધર્મનું એ એક શુદ્ધ બાહ્ય સ્વરૂપ છે.



# ૨૫. ખરી મલિનતા.



૧. હું ધર્મયજ્ઞમાં દેશને પણ હોમવા તૈયાર થાઉં એવી મારી ભાવના છે. મારું સ્વદેશાભિમાન ધર્માભિમાનથી મર્યાદિત છે; તેથી જો દેશહિત ધર્મહિતનું વિરોધી હોય, તો દેશહિતને જતું કરવા હું તૈયાર થાઉં. અંત્યજને અસ્પૃશ્ય ગણવામાં હું અધર્મ માનું છું; અને અધર્મ આચરીને દેશહિત કરવાની મારી લેશમાત્ર ઇચ્છા નથી. મારી દૃઢ માન્યતા છે કે દેશમાં જ્યારે ખરી ધર્મજાગૃતિ થશે; ત્યારે જ સ્વરાજ્ય મળશે. એવી જાગૃતિનો સમય આવ્યો જણાય છે.

૨. અસ્પૃશ્યતાનો વિષય એવો છે કે તે બાબત અનેક માણસોને અનેક પ્રકારની શંકાઓ આવ્યાં કરે છે. કોઇ એક રીતે તો કોઇ બીજી રીતે તેનો બચાવ કરવા મથી રહ્યા છે.

૩. બધા નિર્ણયો કરવામાં આપણે શાંતિ જાળવવાની પૂરી જરૂર છે. આપણે ધર્મના નિર્ણય કે બીજા કશા શુદ્ધ નિર્ણયો મારામારીથી નથી કરી શકવાના. વિનયપૂર્વક દલીલો કરીને જ આપણે સત્યાસત્યનો વિચાર કરી શકીશું. બધાં ધર્મસંકટોનો નિવેડો સહુ પોતપોતાના વિચારોને અમલમાં મૂકીને જ કરી શકશે. અમલમાં મૂકવા જતાં સત્ય તરી આવવાનું જ. આભને ધૂળ ઉડાડવાથી તે આપણી જ આંખમાં પડે છે. એની દલીલ શી? જેને એમ 'ધૂળ' ઉડાડવામાં રસ આવે, તે ઉડાડીને જ સારાસારનો અનુભવ લેશે. અસ્પૃશ્યતાના પાપનો મેલ સંઘરીને સ્વરાજ્ય મેળવવાનો પ્રયત્ન આકાશમાં ધૂળ ઉડાડ્યા સમાન છે. શંકા આવવી એ બધા ઘરઘાલી બેઠેલા રિવાજોને વિષે બને છે. કોઇ રિવાજો તેની સામે વિરોધ થયા વિના તરત નથી દૂર થઇ શક્યા. શરાબ ઇત્યાદિ પીવાની ટેવનો પણ બચાવ થતો આપણે જોઇએ છીએ. કેટલાક તો શરાબ પીવાનો ધર્મ પણ માનનારા પડ્યા છે! ત્યાં પછી અસ્પૃશ્યતાની

તો વાત જ શી? નીચેના ત્રણ પ્રશ્નોનો જવાબ આપવાને હું પ્રયત્ન કરીશઃ—

(૧) ભંગી ચમારનો ધંધો જ મેલો છે. અને જેનો તે ધંધો થઈ પડે છે તેની ઉપર તેની એવી સૂક્ષ્મ અસર થાય છે કે ભલે તે હંમેશાં નાહીને સાફ થાય, તોપણ તેનું હાડ જ મેલું થઇ ગયેલું હોય છે. એટલે તેનો સ્પર્શ સર્વથા વર્જ્ય હોવો જોઇએ.

(૨) દાક્તર ઇત્યાદિ જે મેલાં કામ કરે છે, તેનો ધંધો કંઇ ભંગીનો નથી. તેઓ નિરંતર તેવું કામ કરતા નથી અને કરે છે, ત્યારે તેઓ તેવું કામ કરીને સાફ થઇ જાય છે.

(૩) ઢેડભંગી જ્યાંસુધી પોતાનો ધંધો જ ન મેલે, ત્યાંસુધી તેને અડાય જ નહિ.

૫. ઉપલી દલીલો કંઇક નવા પ્રકારની છે. એક પક્ષ એમ કહે છે કે 'અસ્પૃશ્ય' જો નહાતાધોતા થઇ જાય, તો પછી કંઇ કહેવા જેવું નથી રહેતું. હવે ઉપરની દલીલ કરનાર પક્ષ કહે છે કે ભંગીના હાડમાં જ મેલ પેસી ગયો છે, તેથી આપણે તેને ગમે તેટલો ધોઇએ, તોપણ તેનો સ્પર્શ ન કરી શકાય.

૬. બન્ને પક્ષની ભૂલ હું તો ચોકખી જોઇ શકું છું. આપણને ભંગી વિગેરેને ન અડવાની ટેવ પડી છે, વળી તેને ધર્મનું રૂપ અપાયું છે. એટલે હવે તેઓને અડવાની ઇચ્છા નથી થતી, તેથી ગમે તે પ્રકારે આપણી આદતનું સમર્થન કરવું આપણને ગમે છે.

૭. હિંદુધર્મને અંગે કેટલીક રૂઢિઓ જામેલી છે. તેમાંની કેટલીક સ્તુત્ય છે, બીજી નિંદ્ય છે. અસ્પૃશ્યતાની નિંદ્ય છે ધર્મને નામે, તેથી બે હજાર વર્ષનું પાપ હિંદુધર્મને માથે ચડયું છે અને હજુ ચડતું જાય છે. એ રૂઢિને હું પાખંડ કહું છું. તે પાખંડમાંથી આપણને નિકળવું પડશે. તેનું પ્રાયશ્ચિત્ત આપણે કર્યા જ કરીએ છીએ.

૮. સનાતન ધર્મની રક્ષા શાસ્ત્રોમાં છપાયેલા બધા શ્લોકોને યોગ્ય બતાવવાથી નથી થવાની, પણ તે શાસ્ત્રોમાં જે અચળ સિદ્ધાંતો છે તે મુજબ વર્તન કરવાથી થવાની છે. જે જે ધર્મના પ્રચારકોની સાથે મને

વાર્તાલાપ કરવાનો પ્રસંગ મળ્યો છે, તેમણે આ વાત કબૂલ કરેલી છે. કેટલાક વિદ્વાન્ ગણાતા અને લોકોમાં પૂજાતા ધર્મપ્રચારકોને પૂછતાં તેઓએ જણાવ્યું છે કે રૂઢિ સિવાય ભંગી ઇત્યાદિ તરફની વર્તણૂકનો કંઇ જ બચાવ નથી.

૯. આ દેશ જેમ તપશ્ચર્યા, પવિત્રતા, દયા ઇત્યાદિથી ભરપૂર છે, તેમ જ સ્વચ્છંદ, પાપ ક્રૂરતા આદિથી ભરપૂર છે. આવે સમયે સર્વને ઘટે છે કે પાખંડની સામે થવામાં કટિબદ્ધ થવું, અને આ પવિત્ર કાર્યને વધાવી તેના પુણ્યના ભાગીદાર થવું, અને ૭ કરોડની વસ્તી હિંદુધર્મથી નિરાશ થઇ તેનો ત્યાગ ન કરે એમ કરવામાં સાહાય્ય કરવી.

૧૦. કોઇ પણ જીવ જન્મથી જ અસ્પૃશ્ય છે અને તેને અસ્પૃશ્ય દશામાં જ મરવું પડે છે એવો હિંદુધર્મ નથી જ એમ મારી ખાત્રી છે. આવા અધર્મને ધર્મનું નામ આપવું એ વધારે અધર્મ કરવા બરોબર છે. જે અસ્પૃશ્યતા આજે વ્યવહારમાં નથી રહી તે અસ્પૃશ્યતાનો જ્ઞાનપૂર્વક ત્યાગ કરવા હિંદુઓને હું વિનવી રહ્યો છું.

૧૧. મારી અલ્પમતિ પ્રમાણે તો ભંગીને જે મેલ ચડે છે, તે મેલ શારીરિક છે, અને તે મેલ તરત દૂર કરી શકાય છે. પણ જેઓને અસત્ય પાખંડ ઇત્યાદિનો મેલ ચડે છે તે એવો સૂક્ષ્મ હોય છે કે તેને કહાડવો જ મુશ્કેલ પડે છે. જો કોઇને અસ્પૃશ્ય ગણી શકાય, તો તે અસત્ય અને પાખંડ રૂપી મેલથી ભરેલા લોકો છે. આ ખરી મલિનતાને સારૂ આપણી પાસે ધીરજ અને પોતાની આંતરિક સ્વચ્છતા સિવાય બીજો ઉપાય નથી. પણ ભંગીની મલિનતા તો હાડ નથી ઘાલતી એટલું જ નહિ, પણ તેનો તો ઉપાય પણ સહેલો છે. તેઓને આપણે આપણા કરીએ, એટલે તેઓ જરૂર સાફ થઇ રહેવાના.

૧૨ એક વિચારશીલ વિવેકી હિંદુએ મારી સાથે વાત કરતાં જણાવ્યું કે હિંદુધર્મમાં તો સ્પર્શથી–પ્રાણમાંથી નિકળતાં આંદોલનોથી–પણ સામેના પર અસર થાય છે, તેથી તેવાઓનાથી દૂર રહેવાનું સૂચવ્યું છે. આવી સૂક્ષ્મ અસરો જાણી તેનાથી બચી હિંદુઓ હજારો વર્ષ સુધી નભી શક્યા છે, અને સુંદર શાસ્ત્રો રચી શક્યા છે આમ તેમણે કહ્યું.

૧૩. આ વાત આમ મૂકયે સાચી લાગે છે. સ્પર્શથી–દુર્જન સંગથી–આપણે મેલા થઇએ છીએ અને સત્સંગથી આપણે સાફ થઇએ છીએ. પણ એ બધું તિરસ્કાર પોષવાને નથી લખાયું, એ કંઇ સમાજમાં અતડાપણું દાખલ કરવાને સારૂ નથી લખાયું. એ તો કેવળ એકાંતસેવનને સારૂ, સંયમને સારૂ લખાયલું છે, અને એ અંત્યજ પરત્વે નથી પણ બધા સંસર્ગો પરત્વે લખાયલું છે. આપણે આપણા આત્માને સ્વચ્છ કરવાનો છે અને તે સ્વચ્છતા આપણે અંત્યજભાઇઓની સેવા કરી, તેમની ઉન્નતિ કરી, વધારે સારી રીતે મેળવી શકીએ છીએ. સાફ કરવા સારૂ તો ગટરોમાં પણ હાથ નાખીએ છીએ, છતાં તેનો સ્પર્શ આપણને હાનિકર નથી. વળી જો આપણે હંમેશાં બીજાના દોષનો જ વિચાર કરી સહુથી અળગા રહેવા માંડીએ, તો આપણે પૂરા પાખંડી જ બનીએ; કારણકે બીજાના દોષોનું દર્શન કરતાં આપણે પોતાને એવા સંપૂર્ણ માની લઇએ છીએ કે આપણને કંઇ કરવાપણું જ નથી રહેતું. અર્થાત્ આપણે નીચમાં નીચ બની જઇએ છીએ. ઢેડભંગી તો આપણી અંદર જ પડ્યા છે. તેમનો ત્યાગ કરવાનો રહ્યો છે. તેમને અડી આપણે નહાવાનું છે. બહારના ઢેડભંગી મેલાં કામ કરવા છતાં એવા સરળ છે, એવા ભલા અને નીતિમાન્ છે કે તેઓ પૂજવા લાયક છે. ઢેડભંગીએ દુર્ગુણોનો અને બીજા વર્ણોએ સદ્‌ગુણોનો ઇજારો નથી લખાવ્યો.

૧૪. દાક્તરનો ધંધો મેલું ચૂંથવાનો નિરંતરનો જ છે. તેઓને જો ચોવિશે કલાક વાઢકાપનું કામ મળે, તો તે કરવા તે કંઇ ઇન્કાર નહિ કરે. વળી તેઓ પણ પોતાની આજીવિકાને અર્થે પોતાનો મેલ ચૂંથવાનો ધંધો કરે છે. છતાં તે કાર્યને આપણે પરોપકારી ગણીએ છીએ અને દાક્તરને માન આપીએ છીએ. મારી દલીલ એવી છે કે દાક્તરનો ધંધો તો માત્ર દર્દીને ઉપકારક છે, પણ ભંગીનો ધંધો આખાં જગતને ઉપકારક હોઇ દાક્તરના ધંધા કરતાં પણ વધારે આવશ્યક અને પવિત્ર છે. દાક્તરો પોતાનો ધંધો છોડે તો દર્દીઓનો નાશ થાય, પણ જો ભંગીનું કાર્ય બંધ થાય તો તો જગતનો નાશ થાય, તેથી આવશ્યક પ્રવૃત્તિ કરનારને અપવિત્ર માની તેને તરછોડવા એમાં ઘણું પાપ છે એમ માનવું જરા યે અયોગ્ય ન ગણવું જોઇએ.

૧૫. ભંગીચમારનો ધંધો છોડાવવાની પ્રવૃત્તિ કરવી એ તો જગતને ભારે હાનિકારક કાર્ય માનું છું.

૧૬. આપણી પાસે ઉપાય એક જ રહેલો છે. જેમ દાક્તરના ધંધાને આપણે પવિત્ર માન્યો છે, તેમ ભંગીચમારના ધંધાને પવિત્ર માનવો. આપણે તેમને સારા રહેવા પ્રેરવા, તેમને દૂર કહાડવાને બદલે આપણી નજીક રાખવા, અને તેમની સેવા કરવી. આપણે પાયખાનાં ચોકખાં રાખવાની ટેવ પાડવી,અને આપણે પોતે પણ તે સાફ કરવાની જરૂર જણાય, ત્યારે સાફ કરવા તૈયાર થવું અને સાફ કરતાં શીખવું. જ્યારે આપણે ભંગીના ધંધાની પવિત્રતાને સમજતાં થઇશું, ત્યારે આપણાં પાયખાનાંજે આજે નર્કની ખાણ રૂપ છે, તે આપણાં રસોડાં કે આપણી બેઠકના જેવા સ્વચ્છ હશે. મારી દૃઢ માન્યતા છે કે ભંગીને અને તેના ધંધાને તુચ્છ ગણીને આપણે અનેક રોગોને સ્થાન આપ્યું છે. બ્રાહ્મણનાં ઘર ભંગીના ઘરો કરતાં મેં મેલાં જોયાં છે. ભંગીના ઘરની પાસે. પાયખાનું હોતું નથી, તેથી તે સ્વચ્છ લાગે છે. આપણાં પાયખાનાંની ગંદકીથી અને આપણી તે વિષેની બૂરી આદતોથી આપણામાં મરકી, કૉલેરા આદિ રોગો આવે છે, ત્યારે ત્વરાથી ફેલાય છે એવી ઘણા વિદ્વાન્ દાક્તરોની માન્યતા છે. મેં તો એ વાત ખાસ અનુભવી છે. આપણા પાયખાનાંને આપણે એવી સારી સ્થિતિમાં મૂકી શકીએ છીએ કે તેને સાફ કરવામાં જરા યે સૂગ ન આવે, અને તેમાં જ્યારે પ્રવેશ કરીએ,ત્યારે તે સ્વચ્છ અને દુર્ગંધ વિનાનાં જોવામાં આવે. અસ્પૃશ્યતાના પાપથી આપણે સામ્રાજ્યના અસ્પૃશ્ય ભંગી બન્યા છીએ એટલું જ નહિ, પણ તે પાપને અંગે આપણે રોગોના ભોગી પણ બન્યા છીએ અને આપણાં શરીર નિસ્તેજ અને દુર્બળ બન્યાં છે. આપણાં પાયખાનાં ઇત્યાદિના રિવાજોથી હવા ઉપર કેવી ખરાબ અસર થાય છે અને ખરાબ હવાની અસર શરીર ઉપર કેટલી ખરાબ થાય છે એનો આપણને ખ્યાલ જ નથી.

૧૭. મને કંઇ મલિનતા ઉપર મોહ નથી, ભંગી ઉપર પણ મોહ નથી. મને અતિશયોક્તિની ટેવ નથી. હું હિંદુશાસ્ત્રોને માનનારો છું. હિંદુધર્મનો અભિમાની છું. મારૂં સત્ય મને નિર્મોહ રાખે છે અને શાસ્ત્રને નામે ચાલતી બધી વસ્તુના અંધ સ્વીકારથી બચાવે છે. હું જેમ જેમ નમ્રપણે વિચાર

કરૂં છું, તેમ તેમ મને ભાસે છે કે જેવી ડાયરશાહી સામ્રાજ્યે ચલાવી, તેવા ડાયરશાહી હિન્દુધર્મને નામે હિન્દુઓએ ભંગી ઇત્યાદિ જાતિઓ ઉપર ચલાવી છે. જેમ સામ્રાજ્યની ડાયરશાહીને હું સેતાનિયત કહું છું, તેવી જ સેતાનિયત હું અસ્પૃશ્યતાને ગણું છું. તે દોષમાંથી હિન્દુધર્મને મુક્ત કરવા હું મથી રહ્યો છું, અને તે માટે વધારે કઠણ તપશ્ચર્યાને સારૂ મને લાયક બનાવવા પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરૂં છું.



# ૨૬. અંત્યજોને બોધ.



૧. મારી શક્તિ પ્રમાણે મેં હિન્દુધર્મનો અભ્યાસ કર્યો છે અને શક્તિ પ્રમાણે તેનું પાલન કરું છું. ધર્મ વિના કોઈ પણ પ્રજા ખરી રીતે આગળ વધી ન શકે એમ હું માનું છું. પણ અમુક જાતિનો સ્પર્શ કરવામાં પાપ છે એ તો મારાથી કબૂલ ન જ થઈ શકે. ઇશ્વરે સર્જેલા કોઇ પણ પ્રાણીને અડતાં આપણે અભડાઇએ એવો વિચાર કરવામાં પણ મને તો અધર્મ લાગે છે. રિવાજ માત્રને ધર્મને નામે ઓળખી લેવો એ દુરાગ્રહ ગણાય. રિવાજો સારા પણ હોય અને નઠારા પણ હોય. અન્ત્યજોને ન અડવું એને હું તો નઠારો રિવાજ ગણું છું. એમના ધંધાની ટીકા કરીને ન અડીએ એમ કહેવું એ થોડો વિચાર કરતાં અયોગ્ય જ લાગશે. જો એ ધંધો કરવામાં હીણપત હોય, તો તેઓની પાસે એ ધંધો છોડાવવો જોઇએ; અને જો આપણાં પાયખાનાં સાફ કરવાં એ પાપકર્મ ગણાય, તો આ કર્મનો ત્યાગ થયે શહેરોની શી દશા થાય એ વિચારવું જોઇએ.

૨. દરેક માતા પોતાના બચ્ચાંનું મેલું ઉપાડે છે, એમ કરીને રાજી રહે છે, એને પોતાનો ધર્મ માને છે; અને એ માતાને આપણે સાષ્ટાંગ દંડવત્ કરીએ છીએ. ભંગી પણ અભિવન્દન કરવા યોગ્ય છે. એમાં હું અતિશયોક્તિ નથી કરતો. જો અન્ત્યજવર્ગ ગંદો છે, દારુ ઇત્યાદિ પીએ છે એ બહાનું કહાડવામાં આવે, તો હું કહીશ કે ઘણા દારૂ પીનારાનો આપણે સ્પર્શ કરીએ છીએ અને અન્ત્યજો કરતાં પણ ગંદાં રહેનાર સ્ત્રીપુરુષોનો આપણે ત્યાગ નથી કરતાં. હું વર્ણાશ્રમને અસ્પૃશ્યતાની ભાવના સાથે બિલકુલ જોડી દેવા માગતો નથી. ગમે તેની સાથે ભાણાવહેવાર કે બેટીવહેવાર રાખવા આપણે બંધાયેલા નથી. પણ કોઇ પ્રાણીને અસ્પૃશ્ય ગણવામાં દોષ છે એમ મને ભાસે છે. આ દોષમાંથી હિન્દુઓ મુક્ત થઇ જાય એવું હું ઇચ્છું છું.

૩. અન્ત્યજ ભાઇઓને હું કહું છું કે હિન્દુસમાજમાં અગાઉ આ બાબતમાં જેવો આઘાત થતો હતો તેવો આજે નથી થતો એ વિષે નિઃશંક રહેજો. પણ નિઃશંક કોણ રહી શકે ? જે લાયક હોય તે જ. હિન્દુઓએ તમારા પર અત્યાચાર કર્યો છે. વિવેકાનન્દે આપણને કહ્યું છે કે અન્ત્યજો દબાયેલા નહિ પણ દબાવેલા છે. હિન્દુસંસાર પણ અન્ત્યજોને ડૂબાડીને પોતે ડૂબ્યો છે. નેલોરમાં મેં પ્રભુની પ્રાર્થના કરેલી કે હું આવતે જન્મે જન્મું, તો અંત્યજ જ જન્મું, અને તેને પડતાં દુઃખો અનુભવું. હું બ્રાહ્મણ, વૈશ્ય કે શૂદ્ર પણ નહિ, પણ અતિશૂદ્ર જ જન્મવા ઇચ્છું છું.

૪. અસ્પૃશ્યતા એ હિન્દુસમાજમાં મોટી ખામી છે. બીજી ખામીઓ પણ બહુ છે. પણ એ તો આજે દૂર કરો કે હજાર વર્ષ પછી કરો તો યે ક્ષંતવ્ય હશે, પણ હું અંત્યજની અસ્પૃશ્યતાને સાંખી શકતો નથી. અસ્પૃશ્યતાની હું બરદાસ કરી શકતો નથી. હિંદુસમાજનું કર્તવ્ય છે કે અસ્પૃશ્યતાને દૂર કરવા માટે ભારે તપશ્ચર્યા કરે. મેં કહેલું છે અને આજે પાછો હિન્દુસમાજને કહું છું કે જ્યાંસુધી અસ્પૃશ્યતાના પાપમાંથી હિન્દુસમાજ મુક્ત નહિ થાય, ત્યાંસુધી સ્વરાજ્યસ્થાપના અસંભવિત છે. મારા ઉપર તમે ઇતબાર રાખતા હો, તો તમને કહું છું કે જેટલું દર્દ અંત્યજને અસ્પૃશ્ય રહેવામાં છે, તેથી વધારે દર્દ મને અસ્પૃશ્યતા હિન્દુધર્મમાં હોવાથી છે. અસ્પૃશ્યતા હિન્દુસમાજમાં કાયમ છે, ત્યાંસુધી મને લાજ આવે છે, અને હિન્દુ છું એવો દાવો કરતાં પણ મને સંકોચ થાય છે.

૫. તમારે એ સમજી લેવું જોઇએ કે વર્ણાશ્રમધર્મ એક ચીજ છે, અને અસ્પૃશ્યતા એ બીજી ચીજ છે. વર્ણાશ્રમધર્મ દોષિત છે, તેમાં પાપ છે, એમ કહેવામાં પશ્ચિમની પદ્ધતિનો પ્રયોગ છે. હું એ પદ્ધતિનો પ્રયોગ નથી કરતો. એના સ્વીકારે હિન્દુસ્થાનને પાડયું છે. અન્ત્યજોના આશીર્વાદ અને અંત્યજોની પ્રસન્નતા હું મફતમાં લેવા નથી ચાહતો. તેથી હું આજે સાફ કહી દેવા ઇચ્છું છું કે આ કામમાં હું બહુ કષ્ટથી ભળ્યો છું, કારણકે હું અસ્પૃશ્યતાનો દોષ મટાડવામાં અન્ત્યજોની અને સુધારકોની સાથે છું. બીજી બાબતોમાં તમે અને એ જે કરવા માગો છો, તેમાં હું સામેલ નથી. હું કોઇ પણ હિન્દુને નથી કહી શકતો

(કારણકે હું તેમ માનતો નથી) કે દરેક હિન્દુએ એકબીજાની સાથે ખાવું, પીવું કે બેટીવ્યવહાર કરવો. તેની આવશ્યકતા નથી. હું કહું છું કે જે માણસ આ ત્રણે વ્યવહારનો ત્યાગ કરે, તે સંયમી હોઇ શકે છે, અને સ્વચ્છંદી પણ થઇ શકે છે. હું માનું છું કે એ ત્યાગ સંયમવૃત્તિથી જ થયેલો છે.

૬. હું પોતે અંત્યજોની સાથે ખાઉં છું, પીઉં છું. એક અંત્યજ છોકરીને મેં દત્તક લીધી છે. એ છોકરી મને પ્રાણથી પ્યારી છે. છતાં હિંદુસમાજને હું નહિ કહું કે તમારી ત્યાગવૃત્તિને તમે હઠાવી દો. હું માનું છું કે મારા જેવાને માટે પણ હિંદુસમાજમાં સ્થાન છે. સંન્યાસી ન હોવા છતાં હું કરી રહ્યો છું તેમ કરનારને માટે હિંદુસમાજની અંદર સ્થાન છે. મુસલમાનો મને કંઇ ખાદ્ય વસ્તુ આપે અને તેમની પાસેથી હું તે ખાઈ લઉં, તેમ અંત્યજો પાસેથી પણ હું ખાદ્ય વસ્તુ લઇ શકું છું. પણ એમ કરવાને હું હિંદુને ફરજ પાડવા નથી ઇચ્છતો, કારણકે આમ કરવામાં સંયમ તૂટે છે. એ સંયમમાં હિંદુસંસારની રક્ષા રહેલી છે. વર્ણાશ્રમને કે ખાવાપીવાના વ્યવહારને મટાડવો અને અસ્પૃશ્યતાને મટાડવી એ એક વસ્તુ નથી. એક વસ્તુ સંયમ છે, જ્યારે બીજી વસ્તુ સેતાનિયત છે. હું અભ્યાસી છું અને અધ્યયન કરી રહ્યો છું, એટલે મને જ્યારે લાગશે કે મારી સમજમાં ભૂલ હતી તે જ દિવસે હું મારી ભૂલ કબૂલ કરી લઇશ. પણ અત્યારે તો હું કહેવાને તૈયાર છું કે જેઓ અસ્પૃશ્યતાનો બચાવ કરી રહ્યા છે, તેઓનામાં હું પાખંડ જ જોઉં છું, સેતાનિયત જોઉં છું. જેનો તેઓ બચાવ કરી રહ્યા છે, તે સેતાનિયત છે.

૭. મેં મારી મર્યાદા, મારૂં શું કામ છે તે કહી દીધું છે; તેની પદ્ધતિ પણ મેં જણાવી દીધી છે. હું નથી માનતો કે સુધારકો અન્ત્યજોમાં કામ કરીને, તેમને કેળવણી આપીને અસ્પૃશ્યતાનો દોષ મટાડી શકે. હું એવા ઘણાઓને જાણું છું કે જેઓ પ્લૅટફૉર્મ પર ખૂબ બોલે છે, પણ જ્યારે સ્પર્શ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે હઠી જાય છે. આવી ઢબ સાથે મારી ભિન્નતા છે, અને હું કહેવાને ઇચ્છું છું કે આ રીતે સુધારો નહિ થાય! પણ બીજી તરફ હિન્દુસમાજ સમજશે, ત્યારે કરીશું એમ કહેનારાનો પણ મને કંટાળો છે. હું તો અન્ત્યજોને કહી રહ્યો છું કે આવા પાપ સામે હું પોતે તો

અસહકાર જ કરૂં. વળી અન્ત્યજેતર લોકોને હું કહીશ કે સમાજના આ પાપની સામે–આખા હિન્દુસમાજ સામે–હું એકલો અસહકાર કરૂં એવો પ્રસંગ પણ જો એ પાપ કોઇ રીતે દૂર ન થાય તો આવે. સલ્તનતની સેતાનિયત મટાડવી મને એટલી બધી મુશ્કેલ નથી લાગતી. સલ્તનતની સેતાનિયત દુન્યવી છે. અસ્પૃશ્યતાની સેતાનિયતે ધાર્મિક રંગ લીધો છે. હિન્દુઓ તો એમ જ સમજે છે કે અન્ત્યજોને અડવામાં પાપ છે. તેમને મનાવવાનું કામ કઠણ છે. આપણામાં એટલી મંદતા, આળસ આવી ગયાં છે, આપણે એટલા બધા દુઃખમાં ડૂબેલા છીએ કે આપણે વિચાર પણ કરી શકતા નથી. આપણા ધર્માધિકારીઓ પણ અજ્ઞાનમાં એટલા બધા ડૂબેલા છે કે તેમને સમજાવી જ ન શકાય. અસ્પૃશ્યતાદોષના નિવારણનો અર્થ જ એ છે કે એનો હિન્દુસમાજ પાસે સ્વીકાર કરાવવો. અન્ત્યજો કરોડો હિન્દુઓનો નાશ કરીને અસ્પૃશ્યતાના દોષને મટાડી શકે એ અસંભવિત છે. વેદમાં કે મનુસ્મૃતિમાં જો એવું ફરમાન હોય, તો વેદને બદલવા જોઇએ. પણ બીજા ધર્મગ્રંથો કોણ રચી શકે. હું સંસારી છું, ધર્માધિકારી હોવાનો દાવો નથી કરતો. હું પોતે અનેક ખામીઓથી ભરેલો છું. હું હિન્દુસમાજને ધર્મનીતિ શી રીતે આપી શકું ? હું તો મને પોતાને તેમની દયાને પાત્ર બનાવીને કામ કરાવી શકું તે કરી લઉં.

૮. આપણા સુધારકો જો એટલું સમજી લેશે કે હિન્દુસમાજને મિટાવીને આ દોષ કઢાવવો અસંભવિત છે, તો તેમને ખાત્રી થશે કે તેમની સહિષ્ણુતાથી જ તે મટાડી શકાશે. અન્ત્યજ ભાઇઓને હું કહું છું કે તમે મારા જેટલા જ હિંદુ છો. મારા જેટલા જ તમને પણ હિંદુપણાના અધિકાર છે. તમે હિંદુધર્મને બરોબર સમજશો, તો તમારાં હથિયાર તમારા હાથમાં જ છે, જેમ સલ્તનતને મટાડવાનું હથિયાર આપણા જ હાથમાં છે, ભીખ માગીને તેનો ઉપાય થઇ શકવાનો નથી; તેમ અસ્પૃશ્યતાને દૂર કરવાનો ઉપાય પણ અન્ત્યજોના જ હાથમાં છે.

૯. અંત્યજોએ કદિ પોતે હિંદુ નથી એવો ખ્યાલ મનમાં લાવવો જ ન જોઇએ. હિંદુધર્મનો દાવો કરનારા તેઓને દુઃખ દે છે, તેથી તેઓ હિંદુધર્મ તરફ કેમ તિરસ્કાર બતાવી શકે? એક કુટુમ્બમાં રહેનારને બીજા કુટુમ્બીઓ દુઃખ દે, તેથી તે કુટુમ્બનો ત્યાગ નથી કરતો, પણ

કુટુમ્બને સુધારવા મથે છે, તેમ શિક્ષિત અંત્યજોએ કરવું જોઇએ. જેઓ કેળવણી પામ્યા છે અને જેઓ અંત્યજોના આગેવાન હોવાનો દાવો કરે છે, તેઓ શિક્ષિતની પંક્તિમાં છે. [અંત્યજો હિંદુઓ સાથે સહકાર કરે તેમાં તેમની ઉન્નતિનો માર્ગ સરળ થાય છે, પરંતુ અંત્યજો સરકાર સાથે સહકાર કરે તેમાંથી તેઓ શું મેળવવાના હતા?] સરકાર ઢેડ ભાઇઓનું રક્ષણ શું કરવાની હતી? શું કર્યું છે? જે ઢેડને રેલ્વેમાં ઉદ્ધત હિંદુઓ ગાળો દે છે, તેને સરકાર શું રક્ષણ આપી શકે છે? જેને કચેરીઓમાં ઓળખાયા પછી અમલદારો પોતે જ પજવે છે, તેને શું રક્ષણ આપવામાં આવ્યું છે? જેઓ કૂવા, મકાન, નિશાળો વિનાના છે તેમને સરકારે શું રક્ષણ આપ્યું છે? તેઓની હાલતમાં શો સુધારો સરકારે કર્યો છે એ હું જરૂર જાણવા માગું ખરો.

૧૦. હા સરકારે એક કામ કર્યું છે ખરૂં. તેઓની પાસેથી પુષ્કળ વેઠ લીધી છે, તેઓમાંના કેટલાકને ગોમાંસ ખાતા કરી મૂક્યા છે, તેઓની ખરાબ આદતોને પોષી છે, એમાં શક નથી. તેઓની નૈતિક સ્થિતિમાં લવલેશ પણ સુધારો નથી કર્યો.

૧૧. વળી આપણો ધર્મ આપણા ધંધાને વખોડવાનો નથી. જેમાં અપ્રામાણિકતા નથી એવો એક પણ ધંધો નીચ ન ગણાય. અંત્યજો વણાટકામમાં, ખેતીના કામમાં અને મેલું સાફ કરવાના કામમાં રોકાયેલા હોય છે. પ્રથમના બે ધંધાથી પ્રજાને અન્ન અને વસ્ત્ર મળે છે, અને ત્રીજા ધંધાથી લોકોની શરીરસુખાકારી જળવાય છે. આ ત્રણે ધંધા વિના પ્રજા નભી જ ન શકે. એ ધંધાને નીચ અથવા હલકા કહેવામાં કેવળ અજ્ઞાન જ દેખાઇ આવે છે. કેળવણી પામીને પોતાના ધંધાનો ત્યાગ ન કરતાં તે ધંધાને પવિત્ર બનાવવા તરફ આપણો પ્રયત્ન હોવો જોઇએ, એટલે કે આપણે સહુ પોતપોતાનો ધંધો કરવા છતાં નીતિવાળા, કેળવાયેલા અને સ્વચ્છ થઇએ અને દેખાઇએ.

૧૨. હિંદુસંસારનો મેલ તમે કહાડી રહ્યા છો એ વાત તમે સમજી લો. તમારામાં પવિત્ર આચારને દાખલ કરો. તમે એવા પવિત્ર બનો કે કોઇને કંઇ કહેવાપણું ન રહે. સાબુ ન મળી શકે, તો તમારે ખારો કે માટી વાપરીને કપડાં ધોઇ નાખવાં. શરીર અને કપડાંમાંથી સ્વચ્છતાની સુગંધ

આવવી જોઇએ. આ તો ઓછામાં ઓછું છે. બીજાં મોટાં દૂષણો તો કહાડવા જ જોઇએ. કેટલાક શરાબી બની ગયા છો, જુગાર ખેલી રહ્યા છો. બ્રાહ્મણો પણ જુગાર ખેલે છે, વ્યભિચાર કરે છે, શરાબી હોય છે. પણ એ કંઇ પતિત નથી ગણાતા: જ્યારે અન્ત્યજો પતિત ગણાય છે. અંત્યજો પોતાનો ઉદ્ધાર કંઇ હિંદુસંસાર પાસે મહેરબાની તરીકે નથી માગતા. હિંદુસંસારને ગરજ હોય તો અંત્યજોનો સ્પર્શ કરે.

૧૩ તમે હિંદુપણાનો દાવો કરો છો: તમે ભાગવત પઢી રહ્યા છો, માટે તમારા પર જો બીજા હિંદુ અત્યાચાર કરે, તો તેમાં દોષ ધર્મનો નથી, પણ બીજા હિંદુનો છે. એમાંથી છૂટવા તમારે પોતે શુદ્ધ થવું જોઇશે. શરાબ વિગેરે છોડવા પડશે.

૧૪. વણકરને શું કામ અસ્પૃશ્ય માનતા હશે ? તેઓ ચામડાંનો ધંધો કરે છે માટે ? જો કોઇ ચામડાંને માટે પ્રાણીનો વધ કરે કે ગોમાંસ ખાય તો તે અધમ છે. પણ ચામડાંનો ધંધો કંઇ અપવિત્ર નથી. તેના વિના ખેતી ન ચાલે. જો તમારે પુરુષાર્થ કરવો હોય, જો તમે સ્વરાજ્યવાદી હો, તમારે તમારો ઉદ્ધાર કરવો હોય, તો તમારે સ્વાશ્રયી થવું જોઇએ. હિંદુ-ધર્મનો અનાદર કરી કોઇની ખુશામત કરીને તમે તમારો ઉદ્ધાર નહિ કરી શકો. તમારે સ્વાશ્રયી બનવું જોઇશે. તમારો ઉદ્ધાર તમારા હાથમાં છે. તમારું સ્વરાજ્ય તે તમારી લાયકાત વધારવામાં રહેલું છે.

૧૫. આખા હિંદુસ્થાનમાં હું અંત્યજો સાથે નિકટ સંબંધમાં આવું છું. હું જોઉં છું કે અંત્યજ કોમમાં જે શક્તિ રહેલી છે, તે અંત્યજવર્ગ પણ નથી જાણતો અને બીજા હિંદુઓ પણ નથી જાણતા. અંત્યજોની બુદ્ધિ કુમારિકાના જેવી નિર્દોષ છે. તમે વણવા, કાંતવા અને પીંજવાનો ધંધો શીખી લેજો. એથી તમારી ગરીબાઇ જશે. જ્યાંસુધી હરહંમેશ રેંટિયાનું પૂજન નહિ થાય, ત્યાંસુધી લક્ષ્મી આવવાની નથી.

૧૬. તમે પોતે જ ઢેડ ઉંચો અને ભંગી નીચો એ ભ્રમણામાં કેમ પડ્યા છો ? ઢેડ અને ભંગી વચ્ચે કંઇ ફરક નથી. એમનો ધંધો સામાન્ય સમયમાં પણ ખાનદાન છે.

૧૭. હવે એઠવાડ ન લેશો. એઠવાડ ચોકખો છે એમ કહે, તોપણ ન લેશો. દાણા લેજો, પણ સડેલા દાણા ન લેશો. વિનય અને માનપૂર્વક

કોરા દાણા આપવામાં આવે તો લેજો. હું સૂચવું છું એટલો પુરુષાર્થ જો તમે કરો તો થોડા વખતમાં અસ્પૃશ્યતાનો દોષ નિકળી જાય. હિંદુસંસાર પાપી નથી, પણ અજ્ઞાનમાં પડ્યો છે. જે બે કારણો માટે હું આજે જીવું છું, તે ગાયની રક્ષા અને અંત્યજોનો ઉદ્ધાર. એ બે કામ થાય એટલે મારો મોક્ષ છે. ઇશ્વર તમને સહાય થાઓ અને પુરુષાર્થ કરવાનું બળ આપો.

૧૮. જેટલાં દેવાલયો છે તે બધામાં અંત્યજોને જવાનો હક્ક હોવો જોઇએ એ કેમ બની શકે? હિંદુધર્મમાં જ્યાંસુધી વર્ણાશ્રમધર્મને પ્રધાનપદ આપવામાં આવ્યું છે, ત્યાંસુધી એમ કહેવું કે દરેક દેવાલયમાં પ્રત્યેક હિંદુ જઇ શકે એ આજ નહિ બને. આજે એ સમાજમાં દાખલ કરવું અસંભવિત છે. હિંદુસમાજ આને માટે તૈયાર નથી. હિંદુસમાજ પાસે દોષનો સ્વીકાર કરાવવો અને તે દોષ સુધરાવવો એ કઠણ છે. મારો અનુભવ છે કે ઘણાં દેવાલયોમાં અંત્યજો સિવાયની બીજી કેટલી જાતિઓથી પણ નથી જઇ શકાતું. મદ્રાસમાં કેટલાક દેવાલયોમાં તો હું યે નથી જઇ શકતો. મને એ વિષે દુઃખ નથી. હું એમ પણ કહેવા તૈયાર નથી કે આમાં હિંદુસમાજની સંકુચિત દૃષ્ટિ છે, યા તો તેનો દોષ છે. દોષ હોય પણ, પરંતુ કઈ દૃષ્ટિએ એ દોષ કરાયેલો છે, તેનો ખ્યાલ કરવો જોઇએ. એ કાર્ય જો સંયમની દૃષ્ટિએ કરવામાં આવતું હોય, તો હું નહિ કહું કે સહુને દેવાલયોમાં જવાનો અધિકાર હોવો જોઇએ. હિંદુસ્થાનમાં પૃથક્ પૃથક્ સંપ્રદાયો છે, તેને હું નષ્ટ કરવા નથી માગતો. હિંદુસમાજનું પતન સંપ્રદાયોથી કે વર્ણાશ્રમથી નથી થયું. પતન થયું છે તે તો વર્ણાશ્રમમાં રહેલા સૌંદર્યના અને સંયમના ત્યાગથી થયેલું છે.

૧૯. અંત્યજો જેને પોતાના હક્ક માને તેને સારૂ હિંદુસમાજ સાથે પોતે ભલે સભ્યતાથી લડે, હિંદુસમાજના નિયમોનું પાલન કરે, માંસાદિનો—મુખ્યત્વે ગોમાંસનો—ત્યાગ કરે, મેલાં કામો કર્યા પછી શરીર સાફ કરે અને વ્યભિચાર વિગેરે છોડી અંતર્ પણ સાફ કરે. બીજા હિંદુ અંત્યજ ભાઇઓ ઉપર પ્રેમ કરે, તેમને મહાસભાસમિતિમાં દાખલ કરે, તેમની પીડા સમજે, તેમને કોઇ પણ દુઃખ દે તો તેમનો બચાવ કરે, તેમને સગા ભાઇની જેમ ગણે, તેમનો સ્પર્શ થવાથી પાપ થયું એમ ન માને.

૨૦. અંત્યજો કહેશે કે અમને અસહકાર શીખવો, તો હું તેમને જરૂર અસહકાર શીખવીશ અસહકાર એ આત્મશુદ્ધિની ક્રિયા છે. હિંદુસ્થાન બીજા મુલકોથી જૂદો મુલક છે. આપણે જે કરવાનું છે, તે અંગ્રજોને તંગ કરીને નથી કરવાનું. હિંદુસમાજ કહે છે કે જૂઓ અંત્યજો દારૂ પીએ છે, ગમે તે ખાય છે, શૌચના નિયમો પાળતા નથી, અંત્યજો ગાયોની કતલ કરે છે. આ વાત હું નથી માનતો. જે હિંદુ હોવાનો દાવો કરતો હોય, તે ગોમાંસ નથી ખાઇ શકતો. અંત્યજો અસહકાર કરવા ઇચ્છતા હોય, તો તેઓ મદ્યપાન છોડે, માંસ છોડે, તેટલું નહિ તો ગોહત્યા તો છોડે જ. ચમારોને હું ચમાર કામ છોડવાનું કહેતો નથી. અંગ્રજો એ કામ કરે છે, તોપણ આપણે તેમને સલામ કરતા જઇએ છીએ. અત્યારે તો બ્રાહ્મણો પણ એ કામ કરે છે. પાયખાનાં સાફ કરવામાં હું મલિનતા નથી જોતો. એ કામ મેં પોતે બહુ કર્યું છે, અને મને એ ગમે છે. મારી માતાએ મને શીખવ્યું છે કે એ કામ પવિત્ર છે. મેલાની જોડે કામ છે છતાં કામ તો પવિત્ર છે. એ કામને એવું પવિત્ર સમજીને જે કરે છે, તે સ્વર્ગ પામે છે. એ કામને ન છોડતાં તમે હિંદુધર્મમાં રહી શકો છો. તમને એઠું અન્ન કે રાંધેલું અન્ન કોઇ આપે, તો તમે તેનો અસ્વીકાર કરો અને કાચું અનાજ માગો. તમે સ્વચ્છતાથી રહો. પાયખાનાં સાફ કરી લીધા પછી તમે તમારા પોષાક બદલી નાખો. મેલું સાફ કરતાં છતાં પણ તમે મારી માતા રહેતી હતી તેટલા સ્વચ્છ રહો. કપડાં બદલવાને અમને ક્યાંથી મળે એમ તમે પૂછશો; તો તમારે કહેવું જોઇએ કે પંદર, વિશ અને ત્રિશ કે જેટલાને માટે અમે લાયક હોઇએ તેટલા પૈસા ન મળે, ત્યાંસુધી અમે કામ નહિ કરીએ. એમ તમે હિંદુસમાજને કહી શકો છો. જેમ સુતાર લુહાર તમારૂં કામ કરે છે, તેમ અમે પણ સમાજનું આવશ્યક કામ કરીએ છીએ એમ તમે કહી શકો છો. તમે નિડર બની જાઓ. હું ગુજરાતના અન્ત્યજોને પીછાનું છું, તેમના સ્વભાવથી વાકેફ છું. તેમને હું એ જ શીખવી રહ્યો છું કે તમે અસ્પૃશ્યતાનો દોષ તમારી જ તાકાતથી દૂર કરો; તમે કટ્ટા હિંદુ બનો કે જેથી હિંદુસમાજ તમારી ઘૃણા ન કરે પણ પૂજા કરે.

૨૧. હું આ કામ તમારી જ મારફત અથવા હિંદુસમાજની જ મારફત કરાવી લેવા માગું છું. તમને હું કહું છું કે તમે જે હક્કમાગી રહ્યા છો તેને માટે તમે લાયક થાઓ. આમ કહીને હું એ નથી કહેવા માગતો

કે તમે લાયક નથી. હિંદુસ્થાનને સ્વરાજ્યને માટે યોગ્ય થવાનું કહું છું, ત્યારે હું હિંદુસ્થાનને નાલાયક નથી માનતો; હું હિંદુસ્થાનને વધારે લાયક થવા કહું છું. તેમ અન્ત્યજોને કહું છું કે તમારો અધિકાર સ્વતંત્ર બનવાનો છે, દરેક હિંદુની સાથે સરખાપણું પ્રાપ્ત કરવાનો છે. પણ આજે તપશ્ચર્યા કરીને તેને માટે વધુ લાયક બનો એમ હું કહું છું.

૨૨. તપશ્ચર્યા વિષે બોલતાં મારી જીંદગીના બે પ્રસંગો વિષે હું તમને કહેવા ઇચ્છું છું. અમદાવાદમાં સત્યાગ્રહાશ્રમ ખોલ્યા પછી મેં ત્યાં દૂધાભાઇ નામના એક અંત્યજ ભાઇને અને તેમના પત્નીને આશ્રમમાં રાખ્યાં. અને મેં તેમને રાખ્યાં, ત્યારે હિંદુસમાજે શું કર્યું? અમે જે કૂવે પાણી ભરતાં તે કૂવાનું પાણી દૂધાભાઇની પત્નીને ન ભરવા દીધું. મેં કહ્યું દૂધાભાઇને પાણી નહિ ભરવા દો, તો હું પણ એ કૂવાનું પાણી નહિ ભરું. એ કૂવામાં પાણી ભરવાનો તો મારો હિસ્સો હતો, પણ એ હિસ્સો મેં તજી દીધો. દૂધાભાઇએ શું કર્યું હતું? દૂધાભાઇ તો સ્વચ્છ હતા. તેઓ તો જેટલી ગાળો પડતી તેટલી સાંભળી લેતા. આ તપશ્ચર્યાથી ત્રણ દિવસની અંદર કષ્ટ દૂર થયું, અને લોકો સમજી ગયા કે એ કૂવે દૂધાભાઇ પણ પાણી ભરી શકે છે. એ જ દૂધાભાઇની છોકરી લક્ષ્મી આજે મારા ઘરમાં લક્ષ્મી સમી ફરે છે. તમે બધા જો દૂધાભાઇની તપશ્ચર્યા શીખો, તો તમારાં દુ:ખ આજે મટે.



# ૨૭. અંત્યજવર્ગ અને ખ્રિસ્તીધર્મ.

૧. હિંદમાંની મોટી ધર્મપ્રચારક સંસ્થાઓએ હિંદ માટે જે કંઇ કર્યું છે અને કરે છે તે વાસ્તે હિંદ તેનો બહુ ઋણી છે. પરંતુ જો આ સંસ્થાઓ ધર્માન્તર કરાવવાની પ્રવૃત્તિ છોડી દઇ માત્ર પરોપકારી કાર્યો ચાલુ રાખે, તો શું તેઓ વધારે ભલું ન કરી શકે અને ધર્મના મૂળતત્ત્વની સેવા વધારે સારી રીતે ન કરી શકે ? હું અંતઃકરણપૂર્વક અને વિનયપૂર્વક આ સૂચના કરૂં છું. વળી તમારી પાસે આ વિચાર રજુ કરવા માટે મેં કંઇક અધિકાર મેળવ્યો છે. મેં બાઇબલનો અભ્યાસ કરવા પ્રયત્ન કર્યો છે. હું મારા ધર્મગ્રંથોમાં તેની ગણત્રી કરૂં છું. મારા હૃદય ઉપર "સર્મન ઓન ધી માઉંટ "ના રહસ્યે લગભગ ભગવદ્ગીતા જેટલી જ અસર કરી છે. " લીડ કાઇન્ડલી લાઇટ " અને તેના જેવાં બીજાં દૈવી પદો ભક્તિપૂર્વક ગાવામાં હું કોઇ ખ્રિસ્તીથી ઉતરૂં એમ નથી.

૨. હું ખ્રિસ્તીધર્મના જૂદા જૂદા સંપ્રદાયના ધર્મપ્રચારકના સમાગમમાં આવ્યો છું, અને તેઓમાંથી કેટલાક સાથે તો હું આજદિન સુધી મિત્રતા ભોગવવા ભાગ્યશાળી થયો છું. એટલે તમે કદાચ માન્ય કરશો કે મેં ઉપલી સૂચના એક ધર્માંધ હિંદુ પેઠે નથી કરી, પરંતુ ખ્રિસ્તી-ધર્મ માટે માન ધરાવનાર એક નમ્ર અને નિષ્પક્ષપાત ધર્મના વિદ્યાર્થી તરીકે કરી છે. એમ તો નહિ હોય કે " ગો યી અંટુ ઓલ ધી વર્લ્ડ " એ સંદેશ કંઇક સંકુચિત રીતે સમજવામાં આવ્યો હોય, અને તેનો ભાવ ભૂલાઇ જવાયો હોય ?

૩. આની તો ના નહિ જ પાડવામાં આવે, અને આ હું અનુભવથી કહું છું કે ઘણા ખરાએ ધર્માન્તર કેવળ નામનો જ કર્યો હોય છે. કેટલાકો ઉપદેશની ઉત્તમતાને લીધે તેમ કરતા નથી, પરંતુ ભૂખમરાને લઇને તેમ કરવા દોરાય છે. અને દરેકની બાબતમાં ધર્માન્તરથી એક એવો દોષ રહી જાય છે કે જે અપરિહાર્ય છે. આ પણ હું અનુભવથી જ કહું છું કે દરેકે દરેક મોટા ધર્મમાં નવજીવનની પ્રાપ્તિ અને અંતરનો વિકાસ પૂર્ણ રીતે

થઇ શકે છે. વળી હું એમ કહેવા ઇચ્છું છું કે યુરોપમાં વિગ્રહથી થયેલા ભયંકર અત્યાચારથી એમ જણાય છે કે શાંતતાની મૂર્તિ નેઝરથવાસી * જીસસનો સંદેશ યુરોપમાં ભાગ્યે જ સમજવામાં આવ્યો છે, અને વખતે તેનું સ્પષ્ટાકરણ કરવા માટે પૂર્વની મદદ પણ લેવી પડે.



---

* નેઝરથ એ પેલેસ્ટાઇનમાં આવેલું ૧૦૦૦૦ની વસ્તીવાળું શહેર છે. તેમાં ૬૫૦૦ ખ્રિસ્તી લોકો રહે છે. એનું હાલ નામ એનનાસીરા છે. બાળપણમાં ક્રાઇસ્ટ અહિં રહેતા હતા એમ મનાય છે.

# ૨૮. ગોરક્ષા.



૧. ગોરક્ષા મને અતિપ્રિય છે. હિન્દુધર્મનું મોટામાં મોટું બાહ્ય સ્વરૂપ શું એમ જો મને કોઇ પૂછે, તો હું ગોરક્ષા સૂચવું. એ ધર્મને આપણે ભૂલ્યા છીએ એમ મને વર્ષો થયાં દેખાયું છે. દુનિયામાં એવો મુલક મેં નથી જોયો કે જ્યાં ગાયનો વંશ હિન્દુસ્થાનના જેટલો રેઢિયાળ હોય. પ્રમાણમાં ઢોરનાં પાંસળાં જેટલાં આપણે હિન્દુસ્થાનમાં જોઇએ છીએ, તેટલાં બીજે ક્યાંયે જોવામાં નથી આવતાં. અંગ્રેજ પ્રજા ગોમાંસભક્ષણ કરે છે; છતાં ઇંગ્લાંડમાં મેં રેઢિયાળ ઢોર જ નથી જોયાં.

૨. જેવાં આપણાં ઢોર દુબળાં તેવા આપણે છીએ. જ્યાં ઢોર ભૂખે મરે છે, ત્યાં ત્રણ કરોડ મનુષ્યો ભૂખે મરે તેમાં નવાઇની વાત નથી.

૩. ગોરક્ષાની પ્રથા જૂના કાળની જણાય છે. તેની ઉત્પત્તિ આ દેશની આવશ્યકતામાં રહેલી છે. જ્યાં નેવું ટકા માણસ ખેતીની ઉપર નિભાવ કરે છે, જ્યાં ખેતી માટે બેલની જરૂર પડે છે, ત્યાં ગાયની રક્ષા સહેજે કરવાની ફરજ આવી પડે છે. આવે સ્થળે માંસાહારી પણ ગાયનો ત્યાગ કરે. આવાં સ્વાભાવિક કારણો જ ગાયની રક્ષાને સારૂ બસ છે.

૪. આપણે ઓળખવું ઘટે કે આપણા મુસલમાન ભાઇઓએ પણ પોતાના હિન્દુ ભાઇઓની ખાતર ગાયને બચાવવાના ભારે પ્રયત્નો કર્યા છે. એ પ્રયત્નોની કિંમત ઓછી આંકવી એ મોટી ભૂલ છે. પણ એવા કશા ઉદ્દેશથી સુદ્ધાં જે ઘડીએ આપણા તરફથી તેમના પર લેશ પણ દબાણ થશે, તે જ ઘડીએ તેમના તરફથી અત્યારે થઇ રહેલો બધો મરજ્યાત પ્રયત્ન સૂકાઇ જશે. [ અધીરા કે વધુ પડતા ઉત્સાહવાળા હિન્દુઓ મુસલમાન ભાઇઓ ઉપર અણુગતું દબાણ કરે, તો ] તેઓ પોતાના હિતશત્રુઓ—જેઓ હંમેશાં સરકારના જ માણસો હોય છે એમ માનવાનું કારણ નથી અને છતાં જેઓ આ બે કોમો વચ્ચે વેર કરાવવા ટાંપી રહેલા હોય છે—તેનાં કાવતરાંઓના શિકાર બને છે. આમ સહેજ સહેજમાં જ મિજાજ ખોવાથી જે કાર્યની હિમાયત કરવાને આપણે મથી રહ્યા છીએ, તે કાર્યને જ ઇજા કરવામાં આપણે અજાણતાં પણ હથિયાર બનીએ છીએ.

૫. ગોવધથી એક મારા જેવા ચુસ્ત હિંદુને કેટલું દર્દ થાય, તેનો બીજાને ખ્યાલ કેમ આવી શકે ? ગોવધ થાય છે, ત્યાંસુધી મારો પોતાનો વધ થાય છે એમ મને લાગ્યાં કરે છે. ગાયને છોડાવવા મારો નિરંતર પ્રયત્ન છે. જો મેં અત્યારે ઇસ્લામને બચાવવા મારો પ્રાણ અર્પ્યો છે, તો તે ગાયને બચાવવા સારૂ હું મુસલમાનોની જોડે વેપાર કરવા નથી ઇચ્છતો, તેથી હું ગોવધની વાત નથી કરતો. મારી પ્રાર્થના ઇશ્વર પ્રત્યે છે. મારૂં હૃદય તે જ જાણે છે. ખાનદાનીનો બદલો ઇશ્વર ખાનદાનીથી જ આપે છે. ઇસ્લામને બચાવતાં હું ગાયને બચાવી જ લઇશ એવી માન્યતાથી હું ખિલાફતને સારૂ મારો પ્રાણ આપું. તેમાં ગાયનો બચાવ આવી જાય છે એવો મારો વિશ્વાસ છે. જ્યાંસુધી હું મુસલમાનોનો પ્રેમ ન મેળવી શકું, ત્યાંસુધી અંગ્રેજોને હાથેથી ગાયને ન બચાવી શકું. મારો સર્વ પ્રયત્ન ગોવધ અટકાવવા સારૂ છે. ગાયને બચાવવા ખાતર પ્રાણ હોમવાને તૈયાર નથી તે હિંદુ નથી. જ્યાં સુધી હિંદુસ્થાનમાં ગાયનો શુદ્ધ બચાવ હિંદુ, મુસલમાન અને ખ્રિસ્તી તરફથી નથી થતો, ત્યાંસુધી હિંદુ નામના જ છે. પણ હું ગાયને બચાવવાની ખાતર મુસલમાનને અથવા તો ખ્રિસ્તીને ન મારૂં, તેના રક્ષણ અર્થે હું મરૂં, એમ મને મારો અહિંસાધર્મ શીખવે છે. ઇશ્વરના દરબારમાં શુદ્ધ બલિદાન જ કામ આવે છે. હું શુદ્ધ થવા પ્રયત્ન કરી રહ્યો છું. તે શુદ્ધિમાં જોડાવા બીજા હિંદુઓને અને હિંદુસ્થાનના બધા સંતાનોને વિનવી રહ્યો છું.

૬. આટલાં વર્ષોનાં વર્ષ આપણે ગોવધને કાં તો મૂંગે મોંએ બરદાસ્ત કરતા આવ્યા છીએ, અગર બહુ બહુ તો તે સામે આપણો વજન વગરનો ઝનુની વાંધો રજુ કર્યો છે. મુસલમાનો જોડે ભાઇચારો કેળવવાના પ્રયત્ન ઇરાદાપૂર્વક કરી આપણા પ્રત્યેની લાગણી ખાતર તેમને પોતાની ઉપર સ્વેચ્છાનો સંયમ મૂકતા કરી મેલવાને આપણે શો ઉદ્યમ કર્યો છે ? આપણે લગભગ કશા જ કારણ વગર એવા પ્રયત્નને અશક્ય માની લીધો છે.

૭. વળી હું એ પણ કહી લઉં કે ગાયને બચાવવાની ખાતર સુદ્ધાં માણસને મારવા તૈયાર થવું એ હિંદુધર્મ નથી. હિંદુધર્મમાં ક્યાંયે એવો વિધિ નથી. હિંદુધર્મમાં સ્વધર્મની ખાતર—એટલે કે જ્યાં ગોરક્ષા સ્વધર્મ છે, ત્યાં ગાયની રક્ષાને ખાતર—પણ જાતે મરી છૂટવાનો જ વિધિ છે.

૮. જેમ હું ગાયને પૂજું છું, તેમ માણસને પણ પૂજું છું. જેમ ગાય ઉપયોગી છે, તેમ માણસ પણ ઉપયોગી છે, પછી તે મુસલમાન હોય કે હિંદુ હોય. ત્યારે શું ગાયને બચાવવા હું મુસલમાન સાથે લડીશ? તેને મારીશ? આમ કરવાથી હું મુસલમાનનો તેમ જ ગાયનો દુશ્મન બનીશ. મારો ભાઈ ગાયને મારવા દોડે તો મારે શું કરવું? મારે મારવો કે પગે પડવું? જો તેને પગે પડવું એમ તમે કહેશો, તો મારે મુસલમાનભાઇને પણ પગે પડવું, અને જો તે ન સમજે તો મારે ગાયને જતી કરવી, કેમકે તે મારા અખત્યારની વાત નથી. મને જો ગાયની ઉપર અત્યંત દયા આવતી હોય, તો મારે મારો પ્રાણ દેવો પણ મુસલમાનનો પ્રાણ લેવો નહિ. આ ધાર્મિક કાયદો છે એમ હું માનું છું.

૯. મુસલમાન ભાઇઓ સાથે પ્રેમવચનથી મસલત કરવાથી તેઓ પણ હિંદની સ્થિતિ સમજી ગાયનો બચાવ કરવા તત્પર થશે. તેઓને વિનવી તેઓની સાથે સત્યાગ્રહ કરી આપણે તેમને ગાયના બચાવમાં રોકી શકીએ છીએ, પણ આમ કરવા સારૂ આપણે આ સવાલનું ખરૂં સ્વરૂપ સમજવું જોઇએ. આપણે આપણા ભાઇઓને મારવાને બદલે મરવા તૈયાર થવું જોઇએ. જ્યારે આપણને ગાયની ખરી કિંમત જણાશે અને આપણામાં શુદ્ધ દયા સ્ફુરશે, ત્યારે જ આપણે તેમ કરી શકીશું.

૧૦. અહિંસાને હિંદુધર્મમાં પ્રધાનપદ આપવામાં આવ્યું છે. ગાયને બચાવવાને માટે મારનારની હિંસા કરવી એ કેવળ અધર્મ જ છે. તેઓને હાથે ગાયની હત્યા ન થાય એવું આપણે ઇચ્છતા હોઇએ, તો તેઓનાં દિલ ફેરવવાની જરૂર છે. જબરદસ્તીથી આપણે એ કાર્ય નથી કરી શકતા. પ્રાર્થના અને વિનયથી તેના હૃદયમાં પ્રવેશ કરી, તેનામાં રહેલા દયાભાવને જાગ્રત કરી આપણે કાર્યસિદ્ધિ કરી શકીએ. આવી રીતે કાર્ય કરવામાં આપણે એવી પ્રતિજ્ઞા કરી લેવી ઘટે છે કે હું ગાયની રક્ષા કરવાનું કામ કરીશ, અને તેમ કરવામાં મુસલમાન તેમ જ બીજા ભાઇઓ સાથે દ્વેષ કે વેરભાવ નહિ રાખું, તેમ જ તેઓની ઉપર ક્રોધ નહિ કરૂં અથવા તેમને મારીશ નહિ. આવું અભયદાન દીધા પછી જ આપણે તેમની સાથે વાત કરવાને અધિકારી થઇએ છીએ.

૧૧. એટલું યાદ રાખવાનું છે કે જે જે ચીજને આપણે પાપ સમજીએ છીએ તેને આપણા મુસલમાન ભાઇઓ પાપ નથી માનતા એટલું જ નહિ,

પરંતુ કોઈ કોઈ અવસરે ગાયની હત્યા કરવામાં પુણ્ય સમજે છે. દરેક માણસને પોતાનો ધર્મ પાળવાની જરૂર છે. ગાયની હંમેશાં હત્યા કરવી જરૂરની છે એવું ઇસ્લામીધર્મનું ફરમાન હોત, તો હિંદુસ્થાનમાં શુદ્ધ શાંતિનો સદા અભાવ રહ્યો હોત, પરંતુ મારી સમજ તો એવી છે કે બકરી ઈદ આદિ તહેવારોમાં ગાયનો વધ કરવાની ફરજ નથી, પરંતુ જ્યારે આપણે જૂલમથી તેનો અટકાવ કરવાને ઇચ્છીએ છીએ, ત્યારે ઇસ્લામી ભાઇઓ ગોવધ કરવાની ફરજ છે એમ માની બેસે છે.

૧૨. 'હા'ને અને 'ના'ને હંમેશાં વેર છે. જો હું વાદ કરૂં તો મુસલમાન પણ વાદ કરશે. જો હું ટેડો બનીશ તો તે પણ ટેડો બનશે. જો હું વેંત નમીશ તો તે હાથ નમશે; અને કદાચ નહિ નમે તો હું નમ્યો તે કાંઈ ખોટું કર્યું નહિ કહેવાય. જ્યારે આપણે હઠ કરી, ત્યારે ગાયનો વધ વધ્યો. ગમે તેમ હો તોપણ મારો દૃઢ નિશ્ચય છે કે આ પ્રશ્નનો નિર્ણય કેવળ તપશ્ચર્યાથી જ થઈ શકે છે. આ અવસરે ગાયના નિમિત્તે પ્રાણ દેવો એ આપણી અંતિમ તપશ્ચર્યા છે.

૧૩. આપણી સ્વતંત્રતા આપણે ચહાતા હોઇએ, તો બીજાની છીનવી લેવાનો આપણને અધિકાર નથી. એક બીજાની સ્વતંત્રતા છીનવી લેવાના પ્રયત્નથી ઝઘડા થાય છે. જો કોઈ મુસલમાન રોફથી કહેશે કે "કોઇ પણ હિંદુએ ઢોલ ન વગાડવાં" તો હિંદુ કદિ નહિ માને; પણ જો આપણા મુસલમાન ભાઇઓ નમ્રતાથી કહેશે કે 'તમે ઢોલ ન બજાવો, અમારા ધર્મકાર્યમાં, નમાજમાં ખલેલ ન કરો, તેમ કરશો તો અમે અમારૂં ખૂન રેડીશું' તો હું માનું છું કે એવો અજ્ઞાની હિંદુભાઈ કોઇ નહિ નિકળે કે જે આ વિનંતિની વિરુદ્ધ વર્તન કરી શકે. જો આપણે એખલાસ ચાહતા હોઇએ, તો તે મોહબ્બતથી થશે; ડર દઇને કદિ નથી થઇ શકવાનો.

૧૪. બીજાને પાપકર્મ કરવામાંથી રોકવાવાળાએ પોતે તેમાંથી મુક્ત થવું જોઇએ. હિંદુસંસાર ગાય અને તેના વંશ ઉપર બહુ ભારે અત્યાચાર કરી રહ્યો છે. તેનું પ્રત્યક્ષ પ્રમાણ આપણી ગાયોની હાલની દશા છે. જેનું લોહી અને માંસ સૂકાઇ ગયું છે; જેની ચામડીમાંથી હાડકાં ચોકખાં દેખાઇ આવે છે, જેને ખાવાનું પૂરૂં મળતું નથી, અને જેની ઉપર અસહ્ય બોજો નાખવામાં આવે છે, અને પૂછડું મરડી કે પરોણી મારીને જેને ચલાવવામાં

આવે છે તેવા હજારો બળદોને જ્યારે હું જોઉં છું તે સમયે મારૂં હૃદય ડરે છે, મારૂં શરીર ધ્રૂજે છે.

૧૫. હિંદુસ્થાનનાં ઢોરોને હિંદુ કેવી રીતે રાખે છે? તેને અણિયાળા પરોણા કોણ ભોંકે છે? તેની ઉપર અસહ્ય ભાર કોણ લાદે છે? તેને ઓછો ખોરાક કોણ આપે છે? તેની પાસેથી જોઇએ તેના કરતાં વધારે કામ કોણ લે છે?

૧૬. મુસલમાન ગાય મારે છે એથી હિંદુઓ ગુસ્સે થાય છે, પણ હિંદુઓ ક્યાં ગાયોને નથી મારતા? ગાયનું દૂધ ખૂટી જાય છતાં તેનું લોહી ખેંચી કહાડવું, ગાયના વારસોને આર ભોંકવી એ પણ ગોહત્યા બરોબર જ છે. આવી ગોહત્યા હંમેશાં કરનાર હિંદુ શું મોં લઇને મુસલમાન ભાઇની પાસે જઇને કહે કે મારી ગાયને તમે કેમ મારો છો? ગાયને બચાવવી હોય, તો હિંદુએ પોતાની ખાનદાની બતાવવી જોઇએ. મને તો મુસલમાનો પાસે માગવા જતાં લાજ આવે. હિંદુઓની ગાયને અંગ્રેજો તો રોજ ખાય છે. અંગ્રેજી સોલ્જરોને બીફ–ગોમાંસ વગર ઘડીભર ચાલતું નથી. હિંદુઓ મુસલમાન ઉપર શાસારૂ તિરસ્કાર કરે છે? મુસલમાનમાં તો ઇશ્વરનો ડર પણ છે. તમે અલી બિરાદરો સાથે થોડો વખત રહો, તો તમને ખબર પડે કે ઇશ્વરથી તેઓ કેટલા ડરે છે.

૧૭. આપણી સ્વાર્થબુદ્ધિ એટલી તીવ્ર રહે છે કે આપણે ગાયનું બધું દૂધ હરી લેવામાં જરા પણ શરમાતા નથી. કલકત્તાની ડેરીમાં જોશો તો વાછરડાઓને માતાના દૂધ વગરના રાખવામાં આવે છેઃ અને ત્યાં ફૂંકવાની ક્રિયા કરીને બધું દૂધ કહાડી લેવામાં આવે છે. આ ડેરીઓના માલિક અને કારભારીઓ હિંદુ જ હોય છે, અને દૂધ પીવામાં પણ મોટો ભાગ હિંદુઓનો જ છે. આવી ડેરીઓ જ્યાંસુધી ચાલે છે અને ત્યાંનું દૂધ આપણે પીએ છીએ, ત્યાંસુધી આપણા મુસલમાન ભાઇઓને કંઈ પણ કહેવાનો આપણને શું અધિકાર છે! આપણે વિચારવું જરૂરનું છે કે આખા ભારતવર્ષમાં મોટાં શહેરો કસાઇખાનાં બની રહ્યાં છે. તેમાં હજારો ગાયો અને બળદોનો વધ થાય છે, અને ત્યાંથી જ ઘણે ભાગે અંગ્રેજ ભાઇઓને માંસ દેવામાં આવે છે. તેમને માટે હરહંમેશ કમમાં કમ ૩૦ હજાર ગાયો અને વાછરડાંઓ કપાય છે

૧૮. મારી દૃઢ માન્યતા છે કે હિંદુનું પ્રથમ કામ પોતાનું જ ઘર સાફ કરવાનું છે. મારી શક્તિ હોય, મને વખત હોય તો હું પાંજરાપોળો સુધારવામાં, ઢોરની માવજતનું શાસ્ત્રીય જ્ઞાન પ્રજાને આપવામાં, નિર્દય હિંદુઓને પોતાનાં ઢોર ઉપર દયા શીખવવામાં, સ્વચ્છ દૂધ ગરીબમાં ગરીબ બાળકને અને રોગીને પહોંચતું કરવામાં ગોરક્ષામંડળીઓને રોકું. એ મંડળીની વ્યવસ્થાનું મહાભારત કામ હું હિંદુની પાસે પ્રથમ લેવડાવું.

૧૯. આપણી પાંજરાપોળોની દશા જૂઓ! વ્યવસ્થાપકોની ઉદારતાને વિષે મને માન છે, પણ તેમની વ્યવસ્થાને વિષે મને ઘણું ઓછું માન છે. પાંજરાપોળો ગાય અને તેના વંશની રક્ષા કરે છે એમ હું માનતો નથી. પાંજરાપોળ કંઇ રેઢિયાળ ઢોરોને રાખવાનું અને તેમને સુખે મરવા દેવાનું સ્થાન ન હોવું જોઇએ. પાંજરાપોળમાં હું આદર્શ ગાય–બળદને જોવાની આશા રાખું. પાંજરાપોળ શહેરોની મધ્યમાં ન હોય, પણ મોટાં ખેતરોમાં હોવી જોઇએ અને તેમાં અઢળક પૈસા ખર્ચાવાને બદલે તેમાંથી અઢળક પૈસો પેદા થવો જોઇએ.

૨૦. આપણે આપણી ગોશાળાઓને અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવાનું અને આ મોટા પ્રશ્નનો નિર્ણય કરવાનું સ્થાન બનાવી શકીએ. ગોશાળામાં વધારે ખર્ચ આવે છે તે હાલ આપણે પૂરું પાડવાનું હોય છે. જે ગોશાળાની હું કલ્પના કરી રહ્યો છું, તે ભવિષ્યમાં આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકશે. આવી ગોશાળાઓ શહેરની અંદર નહિ હોવી જોઇએ. શહેરને પાદરે સેંકડો એકર જમીન લઇ ત્યાં તેવી ગોશાળાઓ રાખી શકાય. તેમાં ગાયોને માટે અનાજ તથા દરેક પ્રકારનું ઘાસ વિગેરે પેદા થઇ શકે, અને તેના મળ-મૂત્રાદિનું જે કિંમતી ખાતર થાય તેનો આપણે સુંદર ઉપયોગ કરી શકીએ.

૨૧. એટલે આપણું બીજું કામ અંગ્રેજ ભાઇઓમાં આંદોલન કરવાનું છે. તેમાં આપણે પશુબળનો ઉપયોગ નથી કરી શકતા. અંગ્રેજ ભાઇઓને પણ આપણે તપશ્ચર્યા અને વિનયથી જીતવા જોઇએ. ગોમાંસનું ભક્ષણ તેમને માટે ધાર્મિક ક્રિયા નથી. તેમને સમજાવવું એ પ્રમાણમાં સહેલું હોવું જોઇએ. જ્યારે આપણે ઉપર કહેલા હિંસાના દોષથી મુક્ત થઇશું, અને અંગ્રેજ ભાઇઓને આપણે ગોમાંસનું ભક્ષણ અને ગાયબળદનો વધ નહિ કરવાનું સમજાવી શકીશું, ત્યારે આપણા મુસલમાન ભાઇઓ પણ કોઇ બીજી જાતની કુરબાનીથી પોતાની ધર્મક્રિયા કરશે.

૨૨. રાજાઓ અંગ્રેજ પરોણાની માવજત કરતાં તેમનો ખાસ ધર્મ ભૂલી જઇ ગોમાંસ આપતાં પણ અચકાતા નથી; તેમને આ અધર્માચરણમાંથી મુક્ત થવા વિનવવાનું અને શરમાવવાનું કામ દરેક હિંદુનું છે. આટલું થાય ત્યારે જ તેને મુસલમાન ભાઇઓની પાસેથી ગોવધ બંધ કરાવવાનું કહેવાનો હક્ક પ્રાપ્ત થાય. આમ આપણો ધર્મ સ્પષ્ટ દેખાય છે; છતાં આપણે છેલ્લું કરવાનું પહેલું કરવા મંડી ગયા છીએ. મુસલમાનના હાથમાંથી ભલાઇએ કે બળાત્કારે પણ ગાયને છોડાવવામાં આપણે મન ગોરક્ષાની સમાપ્તિ થઇ જાય છે. પરિણામ એ આવ્યું છે કે હિંદુ–મુસલમાન વચ્ચે વેરભાવ વધ્યો, તકરારનું કારણ ઉભું થયું અને એ પ્રવૃત્તિને પરિણામે વધારે ઢોરોનો વધ થયો, કારણકે મુસલમાન ભાઇ હઠે ભરાયા. ગાયને બચાવવા આપણે મરવું એ પરમ ધર્મ છે.

૨૩. પણ આજે આપણને અમૂલ્ય તક મળી છે. મેં તેને ઝીલી લીધી છે. દરેક હિંદુ તેને ગ્રહણ કરી ગાયની સહેજે રક્ષા કરી શકે છે. મુસલમાનોની ઉપર અત્યારે ભારે દુઃખ આવી પડ્યું છે; તેમના દીનનું અપમાન થયું છે. તે વેળા તેમને વગરશરતે, વગરબદલે મદદ કરવી. એમ કરવું એ આપણી પાડોશી તરીકેની ફરજ છે. જે માણસ ફરજ બજાવે છે, તેને ઇચ્છે કે ન ઇચ્છે છતાં ફળ મળે છે. મુસલમાનો પ્રત્યે ફરજ બજાવવાથી આપણે તેમની ખાનદાની ઉશ્કેરીએ છીએ. જે મિત્રતા બદલો માગે તે મિત્રતા નથી. તે તો વ્યાપાર છે. આપણે અત્યારે વ્યાપારનો વિચાર છોડીને મુસલમાનોને મદદ કરવામાં તેમને હાથે બચાવ રહેલો છે.

૨૪. પણ અત્યારે તો આપણે ઇરાદાપૂર્વક અને ખસૂસ કરીને મુસલમાન ભાઇઓને તેમના સંકટકાળમાં સાથ દેવાનો પ્રયત્ન કરવો ઘટે. આવે વખતે આપણી ભેટની વસ્તુને આપણે સાટું કે સોદો ન જ કરી મૂકીએ. મૈત્રી એ કાંઇ સોદો નથી; એ તો કેવળ નિર્વ્યાજ પ્રેમનો નાતો છે. સેવા તો ધર્મ છે, અને જે ધર્મ છે તે ઋણ છે. તે ન ફેડીએ તો પાપના ભાગી થઇએ. જો આપણે મુસલમાન ભાઇઓનો પ્રેમ ખરો કરી બતાવવાનો નિશ્ચય જ કર્યો હોય, તો આપણે તેમને અત્યારે મદદ આપ્યે જ છૂટકો, પછી તેઓ જોઇએ તો ગાયને બચાવે કે ન બચાવે. તેમના વર્તનની જવાબદારી આપણે તેમની જ ઉપર નાખવી ઘટે. આપણી મદદના બદલા તરીકે આપણાથી તેની શરત ન જ કરી શકાય. એવી શરત કરીને

આપેલી મદદ તો ભાડુતી થઇ. એને સેવા કેમ કહી શકાય? અને એવી મદદ કબૂલ રાખવાની મુસલમાનો ના પાડે, તો તેમને પણ કેમ દોષ દઈ શકાય?

૨૫. કેટલીક જગ્યાએ હું ગોવધ અટકાવનારા કાયદાઓ કરવાની હિલચાલ જોઉં છું. કેટલેક ઠેકાણે મુસલમાનોની સાથે શરત કરવાની વાતો હું સાંભળું છું. બંનેમાં હું તો નુકસાન જ જોઉં છું. ચુસ્ત હિંદુ સામે અત્યારે એક જ ફરજ છે કે નીતિન્યાયે ઉત્પન્ન થતી મુસલમાનોને મદદ કરવાની પોતાની ફરજ મૂંગે મોંએ બજાવે. તેમાં બંનેના ધર્મની અને માનની પૂરી રક્ષા છે.

૨૬. જો આપણે એક પ્રજા હોઇએ, જો આપણે ભાઇપણાનો દાવો કરતા હોઇએ, તો હિંદુ, પારસી, ખ્રિસ્તી, યહુદી જેઓ હિંદમાં જન્મ્યા છે તેઓની સ્પષ્ટ ફરજ છે કે તેઓએ પોતાના દેશભાઇ મુસલમાનોને તેમના દુઃખમાં મદદ કરવી. જે મદદ બદલો માગે છે તે ભાડુતી મદદ છે. તે ભાડુતી મદદ એ ભાઇચારાની નિશાની ન કહેવાય. ભેગવાળી સિમેંટ જેમ પત્થર બાંધી નથી શકતી, તેમ ભાડુતી મદદથી ભાઇબંધી ન થાય. હિંદુઓની ખાનદાની એ સૂચવે છે કે તેમણે તેમના ભાઇ મુસલમાનને મદદ કરવી. મુસલમાનોની ખાનદાની જો તેમને હિંદુઓનું દુઃખ ટાળવાનું સૂચવે તો ખિલાફતમાં અમે મદદ કરીએ કે ન કરીએ તોપણ ભલે તેઓ ગોવધ બંધ કરે. એટલે જોકે હું ગાયની પૂજામાં કોઇ પણ હિંદુથી ઉતરૂં તેમ નથી, તોપણ હું શરત કરીને ખિલાફતના સવાલમાં મદદ કરવા ઇચ્છતો જ નથી. હું તો માનું છું કે બિનશરતી મદદ કરવામાં જ ગાયનો વધારે બચાવ છે. આપણે શરતોનો વિચાર કર્યા વિના જ એકબીજાની સેવા કર્યા કરીશું, તો જ અને તેમ તેમ આપણામાં પ્રીતિ અને ભ્રાતૃભાવ વધશે અને ગોરક્ષાનો માર્ગ સરળ થશે. તેથી મારી ઉમેદ છે કે સૌ હિંદુઓ શરત કર્યા વિના ખિલાફતનો સવાલ પોતાનો કરશે.

૨૭. આમ સવાલ એટલો જ રહે છે કે મુસલમાનોની જોડે કોઇ પણ જાતની શરત કે સાટું કર્યા વગર તેમને માટે અને તેમના ધર્મના રક્ષણને માટે મરી છૂટવાને આજે કેટલા હિંદુઓ તૈયાર છે? આનો જવાબ જો હિંદુઓ સાચા ધાર્મિક જોસથી આપી શકે તો તેઓ મુસલમાનોને સદાકાળને માટે પોતાના મિત્ર કરી મૂકશે એટલું જ કેવળ નહિ, પણ તેઓના હાથે

ગાયની પણ તેમણે અનાયાસે જ રક્ષા કરી લીધી હશે. તેમનામાંના મોટામાં મોટાઓની ઉપર પણ આપણે આશા ધરી ન બેસીએ. તેઓ માત્ર મદદ કરી શકે. જેઓ આટલા દિવસ ગોવધ કરતાં પોતાના હિંદુ ભાઇઓની લાગણીનો કશો જ વિચાર કરતા આવેલા નથી, તેવા પોતાના લાખો લોકોનાં મન ચટ દઇને બદલી આપવાની ખોળાધરી તેઓ કેમ લઇ શકે? પણ ઇશ્વર તો એક ક્ષણમાં તેમનાં અંતર્ પલટાવે; તેમને રહેમથી ભીના અંતઃકરણવાળા બનાવે. ઘટતા આત્મયજ્ઞ સાથે પ્રભુને કરેલી પ્રાર્થના એ ખરા દિલની પ્રાર્થના છે. એ જ એકલી પ્રભુના દરબારમાં મંજુર થાય છે. ગાયને બચાવવાનો રસ્તો મુસલમાનનો જીવ લેવો કે તેની જોડે વેર કરવું એ નથી.

૨૮. ગાયને બચાવવાનો ખરો માર્ગ તો ગાયના બચાવને માટે એક પણ શબ્દ મોંઢેથી ન કહાડતાં હિંદુઓએ ખિલાફતના બચાવને ખાતર મરી છૂટવું એ છે. ગોરક્ષા એ આત્મશુદ્ધિનો માર્ગ છે. એ તપસ્યા એટલે કે આત્મયજ્ઞ છે. જ્યારે આપણે સ્વેચ્છાએ કરીને, એટલે કે ફળની કશી યે આશા ન રાખતાં, દુઃખ ભોગવતાં શીખીએ, ત્યારે આપણા દુઃખની રાડ સાચે જ સ્વર્ગમાં સંભળાય છે અને પ્રભુ આપણી વહારે ધાય છે. એ જ સનાતન માર્ગ છે, અને જ્યારે જ્યારે એક માણસે પણ એ માર્ગને ઠેઠ સુધી કાપ્યો છે, ત્યારે ત્યારે તેની મનઃકામના સિદ્ધ થઇ છે.

૨૯. કોઇ કહે છે કે મુસલમાનોનો આવી બાબતમાં વિશ્વાસ ન રખાય. મને તો મનુષ્યસ્વભાવ ઉપર ભરોસો છે; ઇસ્લામ ઉપર ઇતબાર છે. ખાનદાનીનો બદલો ખાનદાની જ મળે એવો ઇશ્વરી ન્યાય છે. જ્યારે આપણા હેતુ મિશ્રિત હોય છે, ત્યારે જ આપણે પ્રતિકૂળ પરિણામો અનુભવીએ છીએ. આજે જ મુસલમાનો પોતાની મેળે ઘણું કરી રહ્યા છે. જ્યારે મૌલાના અબ્દુલ બારી સાહેબ ગાયને બચાવવાની પરવાનગી પોતાના ધર્મમાં જોઇ શક્યા, ત્યારે જ તેમણે મારી મદદ કબૂલ કરી. હકીમ અજમલખાન ગોરક્ષાને સારૂ ખૂબ મહેનત કરી રહ્યા છે. બન્ને અલી ભાઇઓના ઘરમાં ગોમાંસ આવતું જ બંધ થયું છે. આમ જે સુધારો થઇ રહ્યો છે, તેને આપણે શક લાવી અથવા ઉતાવળ કરી ન બગાડીએ.

૩૦. મુસલમાન ભાઇઓને પણ હું એક શબ્દ કહી લઉં? તેમણે પણ બેજવાબદાર કે અજાણ પણ ઝનુની હિંદુઓનાં કામોથી ઉકળી ન

ઉઠવું ઘટે. જેઓ ઉશ્કેરણી વચ્ચે પણ શાંત રહીને મનનો કાબુ જાળવી શકે છે, તેમણે મનમાં ખાત્રી રાખવી ઘટે છે કે તેમના આ વિપત્તિના કાળમાં જવાબદાર હિંદુઓ શરત કે સોદાની દાનતથી તેમને સાથ નહિ આપે. તેઓની મદદનું કારણ એ હોય કે ખિલાફતની લડાઈ ન્યાય અને સચ્ચાઇની છે અને એવી સચ્ચાઇની લડતમાં તેમને સાથ દેવો એ હિંદુસ્થાનની જ સેવા છે. કારણ હિંદુ–મુસલમાન બંને એક જ માને પેટ જન્મેલા સગા ભાઇઓ જેવા ભારતમાતાના બે પુત્રો છે.

૩૧. આ કાર્ય કરવામાં ઘણી વસ્તુઓનો સમાવેશ એક સામટો થઇ જાય છે. હિંદુ–મુસલમાન વચ્ચેનો ક્લેશ ટળશે, અને સંપ વધશે. ગાયનું રક્ષણ થશે. દૂધ–ઘી આપણને ચોકખાં અને સોંઘાં મળશે અને આપણા બેલ દુનિયાને જોવાલાયક થશે. આપણી શુદ્ધ તપશ્ચર્યા હશે તો આપણે ગાયનો વધ અંગ્રેજ, મુસલમાન કે હિંદુ બધાને હાથે થતો અટકાવી શકીશું.

૩૨. જ્યારે આપણે આપણા હિંસા રૂપી દોષનો સ્વીકાર કરીશું, ત્યારે આપણી ગોશાળાનો પ્રબંધ બદલાઈ જશે. આપણી ગોશાળાઓમાં આપણે માત્ર દુબળી ગાયોને જ નહિ રાખીએ; પરંતુ તેમાં હૃષ્ટપુષ્ટ ગાય અને બળદને રાખીશું. ઢોરોની ઓલાદને સુધારવાનો પ્રયત્ન કરતા રહીશું, અને આપણી ગોશાળાઓમાં આપણે શુદ્ધ દૂધ, ઘી, ઇત્યાદિ પણ પેદા કરી શકીશું. આ સવાલ કેવળ ધાર્મિક જ નથી. તેમાં હિંદુસ્થાનની આર્થિક ઉન્નતિનો સમાવેશ થઇ જાય છે. અર્થશાસ્ત્રીઓએ સબળ દાખલાઓ આપી સિદ્ધ કરી આપ્યું છે કે હિંદુસ્થાનમાં ઢોરો એવાં દુર્બળ છે કે ઝાઝાં ગાયબળદોને રાખવામાં જે ખર્ચ થાય છે તેનાથી દૂધની આવક ઘણી યે ઓછી થાય છે.



# ૨૯. ઉપવાસ અને પ્રાર્થના.



૧. પ્રાર્થના અને ઉપવાસ એ અસલી રિવાજ છે. શુધ્ધ અપવાસથી શરીર, મન અને આત્માની શુધ્ધિ થાય છે. અપવાસથી દેહને કષ્ટ થાય છે અને એટલે દરજ્જે આત્મા મુક્ત થાય છે. દશમ નહિ અને એકાદશી કેમ પાળવામાં આવે છે એ તો મને ખબર નથી, પણ પખવાડીએ ઓછામાં ઓછો એક દહાડો ખોરાકનો ત્યાગ કરવાથી શરીર અને મન શુદ્ધ થાય છે.

૨. શુદ્ધ હૃદયની પ્રાર્થનામાં ચમત્કાર રહેલો છે. એ દ્વારા આત્મા વધારે અને વધારે પોતાને શુદ્ધિ માટે જંખ્યા કરે છે; અને એ રીતે મેળવેલી શુદ્ધિનો કોઇ ઉંચા કામમાં ઉપયોગ થાય, ત્યારે તે પારખું કહેવાય. ગાયત્રીનો હાલ જે પ્રમાણે ઉપયોગ કરવામાં આવે છે અને રોગીનો રોગ કહાડવાને સારૂ ગાયત્રીનો જે જપ કરવામાં આવે છે, તેથી મારા આ અર્થને પુષ્ટિ મળે છે. પ્રજાના સંકટ સમયે દીન હૃદયે તન્મયતાથી અને સમજપૂર્વક જો ગાયત્રીનો જપ કરવામાં આવે તો સંકટને વિખેરી નાખવા માટે એના જેવું એક પણ સબળ શસ્ત્ર નથી. ગાયત્રીનો જપ કરવો, નમાજ પઢવી કે પ્રાર્થના કરવી એ બધું તો અજ્ઞાન અને ભોળા લોકોને માટે છે, અને એ એમના વહેમ છે એમ માનવું એ મોટામાં મોટી ભૂલ છે. અપવાસ અને પ્રાર્થના એ આત્માની શુદ્ધિ માટે સરસમાં સરસ રસ્તો છે. જેથી આપણા આત્માની શુદ્ધિ થાય છે, તેથી આપણો ધર્મ પણ સારી રીતે જાળવી શકીએ છીએ, અને આપણાં લક્ષ્ય સ્થાનોની પણ સમીપ આવતા જઇએ છીએ. આથી જો કેટલીક વાર અપવાસ અને પ્રાર્થના ફોકટ માલમ પડે તો તેમાં કાંઇ છે નહિ એમ નથી, પરંતુ તેની પાછળ યોગ્ય બળ નથી.

૩. ઉપવાસ અને પ્રાર્થના જો સાચા દિલથી અને ધાર્મિક વૃત્તિથી કરવામાં આવે, તો તેમાંથી મહાન્ પરિણામો નિપજાવી શકાય છે એમ મારી

ખાત્રી છે અને મારો અનુભવ છે. ઉપવાસથી જે શુદ્ધિ મેળવી શકાય છે એ શુદ્ધિ બીજી કોઇ રીતે નથી મેળવી શકાતી. પણ પ્રાર્થના વિનાનો ઉપવાસ શુષ્ક છે અને તેનું પારણામ રોગીને નીરોગી કરવામાં આવી શકે અથવા તો નીરોગીને નકામું દુઃખ સહન કરવા જેટલું આવે. ઉપવાસ કેવળ દેખાવને ખાતર અથવા ત્રાસ ઉપજાવવાને ખાતર કરવામાં આવે એ તો કેવળ પાપકર્મ જ ગણાય. એટલે પોતાની જ ઉપર અસર કરવાને સારૂ પ્રાયશ્ચિત્ત રૂપે થયેલો પ્રાર્થનાયુક્ત ઉપવાસ એ જ ધાર્મિક ઉપવાસ ગણી શકાય. પ્રાર્થના એટલે ઇશ્વરની પાસે સંસારી સુખ કે બીજી સ્વાર્થ સાધવાની વસ્તુઓ માગવી એ નથી. પ્રાર્થના એ ક્લેશ પામેલા આત્માનો ગંભીર નાદ છે. તેની અસર જગત્ ઉપર થયા વિના રહેતી નથી અને તે પ્રાર્થના ઇશ્વરના દરબારમાં સંભળાયા વિના રહેતી નથી.

૪. આત્મભોગ, નમ્રતા અને કર્મબળ કેળવવા સારૂ જોઇતી તાલીમ મેળવવાને અપવાસ અને પ્રાર્થના જેવું બીજું એક પણ સાધન નથી. આ ગુણો સિવાય ખરી પ્રગતિ થઇ શકે જ નહિ. દુઃખને સમયે ઇશ્વરને સંભારવાથી જેટલો લાભ થાય છે, જેટલી શાંતિ મળે છે, તેટલો લાભ અને તેટલી શાંતિ બીજા કશા ઉપયોથી મળતાં નથી. ઉપવાસમાં અને પ્રાર્થનામાં આપણને વિશ્વાસ હશે, તો આપણો વિજય અનિવાર્ય છે.

૫. દિનચર્યા એ ખરી પ્રાર્થના તથા પરોપકારી સાધન છે એ વિચાર બરોબર છે. તે કરતાં, ખાતાં રમતાં, ભમતાં, નહાતાં કે બીજી કોઈ પણ વખતે હરિનું નામ લેવું એ યોગ્ય છે એટલું જ નહિ, પણ આપણી ફરજ છે. જે રામમય થવા ઇચ્છે, પ્રયત્ન કરે તેને અમુક વખતની જરૂર નથી. છતાં જુવાનને સારૂ નિયમની જરૂર છે. ત્યારે જે વખત કામનો નથી તે ખાસ પ્રાર્થનાને સારૂ નિમવો. સમી સવારે અરુણોદય પહેલા જ્યારે અંધારૂં હોય ત્યારે સંધ્યાદિ કરવાં.

૬. એક મિત્રને પ્રાર્થનાની બાબત પર લખતાં મને અંગ્રેજ કવિ ટેનિસનની એક સુંદર કવિતા હાથ લાગી છે. પ્રાર્થનાની શક્તિ પર લોકોનો વિશ્વાસ બેસે એવી ઉમેદથી હું એ રત્ન વાંચકોને ભેટ કરૂં છું:—

"દુનિયાને સ્વપ્નમાં પણ ખ્યાલ ન હોય એવી ઘણી ચીજો આપણે પ્રાર્થનાથી મેળવી શકીએ છીએ. તેથી ફુવારાના

જળની માફક મારે સારૂ તારા સૂરનું ઝરણુ દિનરાત ઝરવા દે. જો ઈશ્વરને પિછાણીને પણ પોતાને સારૂ તેમ જ પોતાના મિત્રોને સારૂ એ હાથ જોડીને તેઓ પ્રાર્થના ન કરે, તો અંધકારમય જીવન ગાળનાં પશુમાં અને મનુષ્યમાં ફેર શો ? આમ સારી આલમ દરેક રીતે સોનાની સાંકળથી પ્રભુને ચરણે સંકળાયેલી છે."

૭. પ્રાયશ્ચિત્ત તરીકે ઉપવાસ અને પ્રાર્થના જેવું સુફલદાયી સાધન બીજું એકે નથી. મનની વૃત્તિ તો માણસનું સર્વસ્વ છે. નહિ તો જેમ પ્રાર્થના પણ પક્ષીના બોલની પેઠે યંત્રવત્ બની જઇ શકે છે, તે જ પ્રમાણે ઉપવાસ પણ દેહનું નર્યું નિરર્થક દમન થઇ પડે છે. આવા યંત્રવત્ ઉપાયો તેના મૂળ હેતુને નિષ્ફળ કરે છે. આમ છતાં જેમ યંત્રવત્ આલાપ પણ કંઠને ઘૂંટીને સૂરીલો બનાવે છે, તેમ યંત્રવત્ ઉપવાસ પણ શરીરશુદ્ધિ કરવા પૂરતો ઉપયોગી નિવડે ખરો. અલબત્ત, કંઠના આલાપની પેઠે જ એવો ઉપવાસ પણ આત્માની ઉપર કશી અસર ઉપજાવી શકશે નહિ. પણ વધુ સંપૂર્ણતાભર્યા આત્મકથનને માટે, પાર્થિવ શરીર ઉપર આત્માની આણ સ્થાપવા માટે કરેલો ઉપવાસ એ માણસની ઉન્નતિમાં જબરો સહાયક છે એ વિષે મને શંકા નથી.

૮. જે માણસ જન્માષ્ટમીના દિવસની માફક આખો દિવસ અપવાસ કરીને જ ગાળી નાખે છે તે માણસ અપવાસનું ફળ એટલે શુદ્ધિ મેળવી શકતો નથી, પરંતુ આવી રીતના નકામા અપવાસથી માણસ નિર્બળ બને છે. અપવાસ તો ખરો ત્યારે જ કહેવાય કે જ્યારે અપવાસની સાથે શુદ્ધ વિચારોનું સેવન થાય, અને અધમ વાસનાઓની સામે ટક્કર ઝીલવા સંકલ્પ થાય, તે જ પ્રમાણે પ્રાર્થના પણ જ્યારે સમજપૂર્વક અને ચોક્કસ રીતે થાય ત્યારે જ તે ખરી કહેવાય. મનુષ્યે તેની સાથે તન્મય થઇ જવું જોઇએ. આપણું મન દશે દિશામાં ભટકતું હોય, ત્યારે પ્રભુના નામના મણકા ફેરવવા નકામા છે.

૯. પ્રજા તેમ જ વ્યક્તિના જીવન વિકાસમાં પ્રાર્થનાએ અતિ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. વ્યક્તિ અથવા તો પ્રજા જ્યારે મોટા સંકટથી પીડાય છે ત્યારે તે પીડાનું શુદ્ધ જ્ઞાન એ જ પ્રાર્થના છે, અને જ્યારે એવું પવિત્ર જ્ઞાન થાય છે, ત્યારે ખાવા ઇત્યાદિના શારીરિક વ્યાપારો સહજે મોળા પડે છે.

પોતાનો એકનો એક દીકરો મૃત્યુ પામે છે, ત્યારે મા પીડાય છે. તેને ખાવાનું સૂઝતું નથી. એવી જ પીડા જ્યારે પ્રજાની કોઇ પણ વ્યક્તિને દુઃખ થવાથી બીજા બધાને થાય, ત્યારે પ્રજાનો જન્મ થયો ગણાય. એ પ્રજા અમરપદ પામવાલાયક બને છે. હિંદુસ્થાનમાં અનેક ભાઇઓ અને બહેનો મહા સંકટમાં રહે છે એમ આપણે જાણીએ છીએ એટલે આપણને ખરૂં જોતાં તો પ્રાર્થનામય ઉપવાસના સમયો ડગલે ગડલે આવી પડે છે. પણ પ્રજાજીવન એટલું ઉગ્ર નથી થયું, એટલું શુદ્ધ નથી થયું. એમ છતાં યે કેટલાક પ્રસંગો બની આવે છે કે જ્યારે આપણે બહુ કલેશ પામીએ છીએ. ઉપવાસ અને પ્રાર્થના પોતાના અસલી ગૌરવ અને ભભકમાં પ્રકાશી ઉઠે એ મારી આંતરિક ઇચ્છા છે.



# આધારની નોંધ.

૧. ન. જી.=નવજીવન. ૨. હિં. સ્વ.=હિંદ સ્વરાજ્ય. ૩. યં. ઈ=યંગ ઇન્ડિયા. ૪. સ.=સર્વોદય. ૫. વિ. સૃ.=મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ. ૬. સ્પી. રા.=સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઓફ મહાત્મા ગાંધી. ૭. આ. જ્ઞા.= આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન. ૮. જે. અ.=મારો જેલનો અનુભવ. ૯. ઈ. ઓ.=ઇન્ડિયન ઓપિનિયન. ૧૦. ઈ. હો.=ઇન્ડિયન હોમરૂલ ફોરવર્ડ. ૧૧. અમારૂં લખાણ આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલું છે. ૧૨. પૃ.=પૃષ્ઠ. ૧૩. નં.=નંબર. ૧૪. તા.=તારીખ-માસ-વર્ષ.

### ૧. ધર્મનું સ્વરૂપ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૩ | વિ. સૃ. | પૃ. ૪૫. |
| ૪ | [ ] | |
| ૫ | પત્રો | નં. ૫૩ |
| ૬ | ન. જી. | અપ્રાપ્ત |
| ૭ | પત્રો | નં. ૮૨ |
| ૮ | ,, | નં. ૧૩ |
| ૯ | ન. જી. | ૨૬-૧૦-૧૯ |

### ૨. ધર્માત્મા.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | વિ. સૃ. | પૃ. ૩૩૮ |
| ૨ | પત્રો | અપ્રાપ્ત |
| ૩-૪ | વિ. સૃ. | પૃ. ૩૪૮ |
| ૫ | અપ્રાપ્ત | |
| ૬-૭ | ન. જી. | ૧૧-૭-૨૦ |

### ૩. ધાર્મિકજીવન.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૩ | પત્રો | નં. ૩૨ |
| ૪-૧૧ | ,, | અપ્રાપ્ત |
| ૧૨ | ,, | નં. ૬૩ |
| ૧૩ | અપ્રાપ્ત | |
| ૧૪-૧૬ | પત્રો | નં. ૬૫ |
| ૧૭ | અપ્રાપ્ત | |
| ૧૮ | પત્રો | નં. ૬૩ |
| ૧૯ | અપ્રાપ્ત | |

### ૪. નીતિમય જીવન.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | અપ્રાપ્ત | |
| ૨ | પત્રો | નં. ૪૧ |
| ૩-૪ | ,, | નં. ૪૦ |

### ૫. રાજ્યપ્રકરણમાં ધર્મવૃત્તિ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | વિ. સૃ. | પૃ. ૪૪ |
| ૨ | ,, | ,, ૩૭ |
| ૩ | ,, | ,, ૩૪૮ |
| ૪-૫ | ,, | ,, ૩૪૯ |
| ૬ | ,, | ,, ૮૫ |
| ૭ | ,, | ,, ૩૪૯ |
| | ,, | ,, ૮૮ |
| ૯ | ,, | ,, ૩૦૨ |
| ૧૦ | ,, | ,, ૮૮ |
| ૧૧ | અપ્રાપ્ત | |
| ૧૨ | ન. જી. | ૧-૨-૨૦ |
| ,, | વિ. સૃ. | પૃ. ૭૭ |
| ૧૩ | ન. જી. | ૧-૨-૨૦ |
| ,, | વિ. સૃ. | પૃ. ૭૭ |
| ૧૪ | ન. જી. | ૧-૨-૨૦ |

### ૬. વ્રતની આવશ્યકતા.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | પત્રો | નં. ૭૮ |
| ૨–૪ | ,, | નં. ૭૭ |
| ૫ | વિ. સ. | પૃ. ૧૯૬ |
| ૬–૭ | પત્રો | નં. ૭૮ |
| ૭ | વિ. સ. | પૃ. ૩૦૩ |
| ૮–૧૨ | [ ] | |
| ૧૩–૧૪ | પત્રો | નં. ૭૮ |
| ૧૫ | [ ] | |
| ૧૬ | પત્રો | નં. ૭૨ |

### ૭. અહિંસાવ્રત.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | વિ. સ. | પૃ. ૪૮ |
| ૩ | ન. જી. | ૭–૯–૧૯ |
| ૪ | વિ. સ. | પૃ. ૪૮ |
| ૫–૬ | ,, | ,, ૪૯ |
| ૭ | ,, | ,, ૫૦ |
| ૮ | ન. જી. | ૨૨–૫–૨૧ |
| ૯ | વિ. સ. | પૃ. ૪૯ |

### ૮. અહિંસાનાં સ્વરૂપ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | વિ. સ. | પૃ. ૨૯ |
| ૨–૪ | ,, | ,, ૩૦ |
| ૫–૭ | ,, | ,, ૫૧ |
| ૮–૧૦ | ,, | ,, ૩૨ |
| ૧૧–૧૨ | ,, | ,, ૩૩ |

### ૯. અહિંસા અને રાજકીય પ્રવૃત્તિ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૧૩ | ન. જી. | ૧૨–૩–૨૨ |
| ૧૪ | અપ્રાપ્ત. | |

### ૧૦. સત્યવ્રત.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૩ | વિ. સ. | પૃ. ૪૬ |
| ૪–૫ | ,, | ,, ૪૭ |

### ૧૧. નિર્ભયવ્રત.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | પત્રો | નં. ૧૬ |
| ૨–૩ | વિ. સ. | પૃ. ૫૪ |
| ૪–૫ | ,, | ,, ૩૦૧ |
| ૬ | પત્રો | નં. ૮૨ |
| | વિ. સ. | પૃ. ૧૧૧ |

### ૧૨. મરણભય.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | વિ. સ. | પૃ. ૬૦ |
| ૨ | પત્રો | નં. ૬૪ |
| ૩ | ,, | નં. ૫૯ |
| ૪–૫ | ન. જી. | ૨૬–૯–૨૦ |
| ૬ | પત્રો | નં. ૩૪ |
| ૭ | ,, | ,, ૯ |
| ૮ | ,, | અપ્રાપ્ત |
| ૯ | ન. જી. | ,, |
| ૧૦–૧૧ | પત્રો | નં. ૧૦ |

### ૧૩. ઇન્દ્રિયનિગ્રહ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૪ | પત્રો | નં. ૬૧ |
| ૫ | પત્રો | અપ્રાપ્ત |
| ૬ | ,, | નં. ૬૧ |

### ૧૪. બ્રહ્મચર્યવ્રત.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | પત્રો | નં. ૮ |
| .. | ન. જી. | ૩–૧૧–૨૦ |
| ૨–૩ | .. | ૨૪–૧૦–૨૦ |
| ૪ | ,, | ૧૨–૨–૨૨ |
| ૫ | પત્રો | નં. ૮ |
| ૬ | ન. જી. | ૧૨–૨–૨૧ |
| ૭–૮ | ,, | ૨૪–૧૦–૨૦ |
| ૯–૧૦ | ,, | ૧૨–૨–૨૨ |
| ૧૧ | વિ. સ. | પૃ. ૫૦ |

### ૧૫. સ્વાદેંદ્રિય-નિગ્રહવ્રત.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | વિ. સ. | પૃ. ૫૧ |
| ૩ | ,, | ,, ૫૨ |
| ૪ | પત્રો | નં. ૬૨ |
| ૫ | ,, | ,, ૩૭ |

### ૧૬. અસ્તેય અને અપરિગ્રહવ્રત.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૩ | વિ. સ. | પૃ. ૫૨ |
| ૩–૪ | ,, | ,, ૫૩ |
| ૫–૭ | ,, | નં. ૭૮ |

### ૧૭. દયાધર્મ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૪ | ન. જી. | ૨૪–૧૧–૨૧ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૫ | પત્રો | નં. ૩૦ |
| ૬–૧૩ | ન. જી. | ૨૪–૧૧–૨૧ |
| ૧૪ | વિ. સ્વ. | પૃ. ૨૨૪ |
| ૧૫–૨૫ | ન. જી. | ૨૪–૧૧–૨૧ |

## ૧૮. હિંદુધર્મ.

| | | |
|---|---|---|
| ૧ | વિ. સ્વ. | પૃ. ૩૦૧ |
| ૨ | ,, | ,, ૩૫ |
| ૩ | ન. જી. | ૧૪–૧૧–૨૦ |
| ૪–૨૯ | ,, | ૯–૧૦–૨૧ |
| ૩૦ | વિ. સ્વ | પૃ. ૩૦૦ |
| ૩૧ | ન. જી. | ૯–૧૦–૨૧ |
| ,, | ,, | ૨–૨–૨૨ |
| ૩૨ | ,, | ૯–૧૦–૨૧ |
| ૩૩–૩૫ | ,, | ૨–૧૧–૧૯ |
| ૩૬ | ,, | ૧૭–૪–૨૧ |
| ૩૭–૪૦ | ,, | ૯–૧૦–૨૧ |
| ૪૧–૪૨ | ,, | ૩–૧૦–૨૧ |
| ૪૩ | પત્રો | નં ૧૪ |
| ૪૪ | ન. જી. | ૨૮–૧૧–૨૦ |

## ૧૯. વર્ણવ્યવસ્થા.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | વિ. સ્વ. | પૃ. ૨૦૦ |
| ૩ | ,, | ,, ૩૭ |
| ૪–૫ | ,, | ,, ૨૦૦ |
| ૬ | ,, | ,, ૨૦૧ |
| ૭ | ,, | ,, ૨૦૩ |
| ૮ | ,, | ,, ૨૦૨ |
| ૯ | ,, | ,, ૨૦૩ |
| ૧૦–૧૪ | ન.જી. | ૧૨–૧૨–૨૦ |
| ૧૪ | વિ. સ્વ. | પૃ. ૨૦૧ |
| ૧૫ | ન. જી. | ૧૨–૧૨–૨૦ |
| ૧૬ | વિ. સ્વ. | પૃ. ૨૦૧ |
| ૧૭ | ન. જી. | ૧૨–૧૨–૨૦ |
| ૧૮ | વિ. સ્વ. | પૃ. ૨૦૧ |
| ૧૯ | ન. જી. | ૧૨–૧૨–૨૦ |
| ૨૦ | ,, | ૨૫–૧–૨૦ |

## ૨૦. સનાતની હિંદુ.

| | | |
|---|---|---|
| ૧–૧૮ | ન. જી. | ૬–૨–૨૧ |

## ૨૧. અસ્પૃશ્યતા.

| | | |
|---|---|---|
| ૧–૧૧ | ન. જી. | ૧૭–૪–૨૧ |
| ૧૨ | ,, | ૧–૫–૨૧ |
| ૧૩–૧૬ | ,, | ૫–૫–૨૧ |
| ૧૭–૧૮ | ,, | ૮–૫–૨૧ |
| ૧૯–૨૦ | ,, | ૩૦–૫–૨૦ |
| ૨૧ | ,, | ૨૦–૧–૨૧ |
| ,, | ,, | ૨૧–૮–૨૧ |

## ૨૨. કાળી ટીલી.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | ન. જી. | ૩–૪–૨૧ |
| ,, | ,, | ૫–૫–૨૧ |
| ૨–૩ | ,, | ૨–૨–૨૨ |
| ૪ | ,, | ૮–૫–૨૧ |
| ૫ | ,, | ૮–૧૨–૨૧ |
| ૬ | | ૮–૫–૨૧ |
| ૭ | ,, | ૨–૨–૨૨ |
| ૮ | ,, | ૮–૧૨–૨૧ |
| ૯ | ,, | ૩૧–૭–૨૧ |
| ૧૦ | ,, | ૮–૧૨–૨૧ |
| ૧૧ | ,, | ૨૧–૧–૨૨ |
| ૧૨ | વિ. સ્વ. | પૃ. ૨૧૮ |
| ૧૩–૧૫ | ,, | ,, ૨૧૯ |
| ૧૫ | ન. જી. | ૩–૪–૨૧ |
| ૧૬–૨૪ | ન. જી. | ૧૧–૧૦–૨૧ |
| ૨૫–૨૬ | , | અપ્રાપ્ત |
| ૨૭ | અપ્રાપ્ત | |
| ૨૮ | ન. જી. | ૮–૧૨–૨૧ |
| ૨૯ | ,, | ૨–૧–૨૧ |

## ૨૩. વૈષ્ણવધર્મ અને અસ્પૃશ્યતા.

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૬–૨–૨૧ |
| ૨–૫ | ,, | ૫–૧૨–૨૦ |
| ૫ | ,, | ૩–૭–૨૧ |
| ૬ | ,, | ૫–૧૨–૨૦ |
| ૭ | ,, | ૨૧–૧૧–૨૦ |
| ૮ | ,, | અપ્રાપ્ત |
| ૯–૧૬ | ,, | ૩–૭–૨૧ |
| ૧૬ | ,, | ૫–૨–૨૨ |
| ૧૭ | ,, | અપ્રાપ્ત |
| ૧૮–૧૯ | ,, | ૧૭–૭–૨૧ |
| ૨૦–૨૨ | ,, | ૬–૧૧–૨૧ |

## ૨૪. શાસ્ત્રનિર્ણય અને અસ્પૃશ્યતા.

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૧૯–૧૨–૨૦ |
| ,, | પત્રો | અપ્રાપ્ત |
| ૨–૫ | ન. જી. | ૧૨–૧૨–૨૦ |
| ૬–૮ | ,, | ૨૧–૮–૨૧ |
| ૯ | વિ. સ્વ. | પૃ. ૨૧૭ |
| ૧૦ | ,, | ,, ૨૨૦ |
| ૧૧–૧૫ | ન. જી. | ૧૨–૧૨–૨૦ |

## ૨૫. ખરી મલિનતા.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | ન. જી. | ૧૯-૧૨-૨૦ |
| ૨ | ,, | ૫-૪-૨૧ |
| ૩ | ,, | ૧૯-૧૨-૨૦ |
| ૪-૭ | ,, | ૫-૪-૨૧ |
| ૮ | વિ. સ્ત. | પૃ. ૨૧૮ |
| ૯ | ,, | ,, ૨૧૯ |
| ૧૦ | ,, | ,, ૨૨૦ |
| ૧૧ | ન. જી. | ૧૯-૧૨-૨૦ |
| ૧૨ | ,, | ૫-૪-૨૧ |
| ૧૩-૧૪ | ,, | ૩૦-૧૦-૨૧ |
| ૧૫-૧૮ | ,, | ૫-૪-૨૧ |

## ૨૬. અંત્યજોને બોધ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૨ | ન. જી. | ૭-૯-૧૯ |
| ૩ | ,, | ૧૭-૪-૨૧ |
| ૪-૮ | ,, | ૨-૧-૨૧ |
| ૯ | ,, | ૨૭-૬-૨૦ |
| ૧૦-૧૧ | ,, | ૩૦-૧૦-૨૧ |
| ૧૨ | ,, | ૨૭-૬-૨૦ |
| ૧૩-૧૮ | ,, | ૧૭-૪-૨૧ |
| ૧૯ | ,, | ૨-૧-૨૧ |
| ૨૦ | ,, | ૩૦-૧૦-૨૧ |
| ૨૧-૨૩ | ,, | ૨-૧-૨૧ |

## ૨૭. અંત્યજવર્ગ અને ખ્રિસ્તીધર્મ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૩ | વિ. પ્ર. | પૃ. ૩૬ |
| ૩ | ,, | ,, ૩૭ |

## ૨૮. ગોરક્ષા.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૨ | ન. જી. | ૯-૮-૨૦ |
| ૩ | વિ. સ્ત. | પૃ. ૯૫ |
| ૪ | ન. જી. | ૩૧-૭-૨૧ |
| ૫ | અપ્રાપ્ત | |
| ૬ | ન. જી. | ૩૧-૭-૨૧ |
| ૮ | વિ. સ્ત. | પૃ. ૨૩૦ |
| ૯ | ,, | ,, ૯૬ |
| ૧૦-૧૧ | ,, | ,, ૨૩૩ |
| ૧૨ | ,, | ,, ૨૩૦ |
| ૧૩-૧૪ | ,, | ,, ૨૩૩ |
| ૧૪ | ,, | ,, ૨૩૪ |
| ૧૫ | ન. જી. | ૮-૮-૨૦ |
| ૧૬ | ,, | ૩-૧૧-૨૦ |
| ૧૭ | વિ. સ્ત. | પૃ. ૨૩૪ |
| ૧૮-૧૯ | ન. જી. | ૮-૮-૨૦ |
| ૨૦ | વિ. સ્ત. | પૃ. ૨૩૫ |
| ૨૧ | ,, | ,, ૨૩૪ |
| ૨૨-૨૩ | ન. જી. | ૮-૮-૨૦ |
| ૨૪ | ,, | ૩૧-૭-૨૧ |
| ૨૫ | ,, | ૮-૮-૨૦ |
| ૨૬ | ,, | ૭-૧૨-૧૯ |
| ૨૭-૨૮ | ,, | ૩૧-૭-૨૧ |
| ૨૯ | ,, | ૮-૮-૨૦ |
| ૩૦ | ,, | ૩૧-૭-૨૧ |
| ૩૧ | વિ. સ્ત. | પૃ. ૯૬ |
| ૩૨ | ,, | ,, ૨૩૫ |

## ૨૯. ઉપવાસ અને પ્રાર્થના.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | ન. જી. | ૪-૪-૨૦ |
| ,, | પત્રો | નં ૪૨ |
| ૨ | ન. જી. | ૪-૪-૨૦ |
| ૩ | ,, | ૧૨-૧૦-૧૯ |
| ૪ | ,, | ૪-૪-૨૦ |
| ,, | ,, | ૧૨-૧૦-૧૯ |
| ૫ | પત્રો | નં. ૬૪ |
| ૬ | ન. જી. | ૪-૪-૨૦ |
| ૭ | ,, | ૧૬-૨-૨૨ |
| ૮ | ,, | ૪-૪-૨૦ |
| ૯ | ,, | ૧૨-૧૦-૧૯ |
| ,, | ,, | ૪-૪-૨૦ |

સમાપ્ત.

# 'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય'

## પ્રકટ કરેલાં પુસ્તકો

કિંમત રૂ. આ.

૧. રાષ્ટ્રીય વાંચનમાળા* (મહાત્મા ગાંધીજીના લેખોમાંથી ઉદ્ધૃત) ૦—૧૨

૨. ગાંધી=શિક્ષણ ( મહાત્માજીના જ શબ્દોમાં )

| | | | |
|---|---|---|---|
| ભાગ | ૧. | સત્યાગ્રહ ... ... ... ... | ૦—૫ |
| „ | ૨. | ધર્મ ... ... ... ... ... | ૦—૧૨ |
| „ | ૩. | આરોગ્ય ... ... ... ... | ૦—૭ |
| „ | ૪. | કેળવણી ... ... . ... | ૦—૭ |
| „ | ૫. | સ્ત્રીસ્વાતંત્ર્ય ... ... ... ... | ૦—૪ |
| „ | ૬. | સંપત્તિશાસ્ત્ર ... ... ... ... | ૦—૬ |
| „ | ૭. | સ્વદેશી... ... ... ... ... | ૦—૧૨ |
| „ | ૮. | પ્રજાબંધારણ ... ... ... ... | ૧—૪ |
| „ | ૯. | રાજ્યનીતિ ... ... ... ... | ૧—૪ |
| „ | ૧૦. | અસહકાર ( પ્રથમ વિભાગ ) ... ... | ૦—૧૨ |
| „ | ૧૧. | અસહકાર ( દ્વિતીય વિભાગ ) ... ... | ૧—૦ |
| „ | ૧૨. | અસહકાર ( તૃતીય વિભાગ ) ... ... | ૦—૧૨ |
| „ | ૧૩. | અંગતવિચાર ... ... ... ... | ૦—૫ |
| | | | રૂ. ૮—૧૦ |

### ગાંધી=શિક્ષણના છૂટક ભાગો

રૂ. ૧૦ થી વધુ રકમ એકી વખતે મોકલી મંગાવનારને કમિશન ટકા ૬।

| | | | | |
|---|---|---|---|---|
| „ ૫૦ | „ | „ | „ | ૧૦ |
| „ ૨૦૦ | „ | „ | „ | ૧૨॥ |
| „ ૬૦૦ | „ | „ | „ | ૧૫ |

ગાંધી=શિક્ષણના બધા ( ૧૩ ) ભાગ એકી સાથે સામટા લેનારને રૂ. ૮—૧૦—૦ ને બદલે ફક્ત રૂ. ૮—૦—૦ માં વગર કમિશને મળશે. બધાં પુસ્તકોમાં પોષ્ટેજ અગર રેલ્વેખર્ચ મંગાવનારને શીર રહેશે.

---

* 'રાષ્ટ્રીય વાંચનમાળા'ની થોડી જ નકલો સીલક છે તેથી હવે ત્યાંસુધી તે વગર કમિશને મળી શકશે.